પ્રથમાવૃત્તિ ... ... ... ... ...વિક્રમ સંવત ૧૯૯૪
દ્વિતીયાવૃત્તિ ... ... ... ... ...વિક્રમ સંવત ૧૯૯૬
તૃતીયાવૃત્તિ ... ... ... ... ...વિક્રમ સંવત ૨૦૨૦



: સં...પા...દ...ક :

પરમપૂજ્ય પ્રશાંતમૂર્તિ, પ્રસિદ્ધવક્તા ઉપાધ્યાય શ્રી કૈલાસ-
સાગરજી ગણીન્દ્રના શિષ્ય મુનિશ્રી ક્ષમાસાગરજી.

મુદ્રક—
અમરચંદ બેચરદાસ મહેતા
શ્રી બહાદુરસિંહજી પ્રી. પ્રેસ,
પાલીતાણા (ગુજરાત)



શ્રી ગીરનારાદિ તીર્થોદ્ધારક પૂજ્યપાદ આચાર્ય મહારાજ
શ્રીમદ્ વિજયનીતિસૂરીશ્વરજી મહારાજ



અનેક તીર્થોદ્ધારક આચાર્ય વિજયનીતિસૂરીશ્વરજીના
પટ્ટાલંકાર પૂજ્યપાદ આચાર્યમહારાજ શ્રીમાન્
વિજયહર્ષસૂરીશ્વરજી

# અં...જ...લિ

તપ, ત્યાગ અને સંયમની મૂર્તિ સમા,
આત્માના આનંદમાં વિહરતા, શુભ
નામધેય પ્રશાન્તમૂર્તિ ગીતાર્થ
ગુરુદેવ આચાર્ય મહારાજ
શ્રી વિજય હર્ષસૂરીશ્વરજી
મહારાજની ગુણભરી
સ્મૃતિમાં આ ગ્રંથ
રજુ કરું છું.

લી૦ આપનો,
પં. મંગળવિજય ગણિ.

## સહાયક મહાનુભાવોની શુભ નામાવલિ

પરમપૂજ્ય અનેક તીર્થોદ્ધારક ગીતાર્થ આચાર્યદેવ શ્રી વિજયનીતિસૂરીશ્વરજી મહારાજના પટ્ટધર શાંતમૂર્તિ આચાર્યદેવ શ્રી વિજયહર્ષસૂરીશ્વરજી મહારાજના શિષ્યરત્ન ત્યાગમૂર્તિ પંન્યાસરત્ન શ્રી મંગળવિજયજી મહારાજના સદુપદેશથી આ પ્રસ્તુત પુસ્તકમાં સહયોગ દેનારા મહાનુભાવોની શુભ નામાવલિ

---

૬૦૦) સંઘવી તારાચંદજી કસ્તુરચંદજી, પાદરલી (રાજસ્થાન)
૬૦૦) બાબુલાલજી તિલોકચંદજી, પાદરલી (રાજસ્થાન)
૩૦૦) કુટરમલજી હીરાચંદજી, ચાંદરાઇ (રાજસ્થાન)
૩૦૦) સંઘવી જસાજી વનાજીના ધર્મપત્ની
સંઘવણ હંજાબેનના શ્રેયાર્થે. વાંકલી (રાજસ્થાન)
૨૫૦) રખવાજી વીરાજીના ઉપધાન તપના,
જ્ઞાનખાતામાંથી ભૂતિ (રાજસ્થાન)
૧૦૦) શા. લાલભાઇ મણિલાલ,
રૂપા સૂરચંદની પોળ અમદાવાદ
૭૫) શા. ચિમનલાલ મનસુખરામ,
રૂપા સૂરચંદની પોળ અમદાવાદ
૬૦) શા. રમણલાલ પાનાચંદ, બ્રહ્મપુરીની પોળ અમદાવાદ



શાન્તમૂર્તિ આચાર્યદેવ શ્રી વિજયહર્ષસૂરીશ્વરજીના
શિષ્યરત્ન
પરમપૂજ્ય પન્યાસ મંગલવિજયજી ગણીવર



દાનવીર શેઠ કુંદનમલ હીરાચંદજી ચાદરાઈવાળા

# પુ...રો...વ...ચ...ન

પ્રથમ વિભાગમાં અનિત્યાદિ નવ ભાવનાનું વિવેચન કરાયું છે. આ વિભાગમાં ધર્મસ્વાખ્યાત વિગેરે ત્રણ ભાવના, મૈત્રી આદિ ચાર ભાવના, પ. પૂ. ઉપાધ્યાય શ્રી વિનયવિજયજી મહારાજનું સંક્ષિપ્ત ઐતિહાસિક જીવન ચરિત્ર અને એમની કૃતિઓની નોંધ આલેખવામાં આવી છે.

અનિત્યાદિ બાર ભાવના અને મૈત્રી આદિ ચાર ભાવના એ બન્નેનું ધ્યેય એક છે, છતાં વિષયો વિભિન્ન હોઈ તે બે વિભાગમાં વહેંચાઇ જાય છે. પ્રથમની બાર ભાવના તે ચારિત્ર માટે વધુ ઉપયોગી છે અને છેલ્લી ચાર તે સમ્યક્ત્વની પ્રાપ્તિ કે શુદ્ધિ માટે ઉપયોગી છે.

છેલ્લી ચાર ભાવનાઓને "પરા" ભાવના કહેવાય છે, તે મનને અત્યધિક પવિત્ર કરવાનું કાર્ય કરે છે. મન પવિત્ર થાય એટલે વર્તન સ્વતઃ પવિત્ર બને જ. વર્તનમાં કારણવશાત્ પવિત્રતાના અંશો ઓછા-વધતા હોઇ શકે.

અનિત્ય, અશરણ, સંસાર, અશુચિ અને આશ્રવ આ ભાવનાઓ આત્માને સંસારથી ઉદ્વિગ્નતા અને ભય પેદા કર-

નાર છે. પરંતુ એ ભય પ્રશસ્ત ગુણયુક્ત હોઈ સાત્ત્વિક ગણાય. "પાપ ભીરુત્વ" માર્ગાનુસારી આત્માનો ગુણ ગણાય છે. જે ભીરુતા ભવની ભીતિ કરાવે તે પ્રશસ્ત ગણાય.

એકત્વ અને અન્યત્વ એ વિધિ અને નિષેધ સ્વરૂપવાળી ભાવના છે. અર્થાત્ આત્માને માટે આત્મા એ એકલો સ્વદ્રવ્ય છે અને એ સિવાયનાં સર્વ પરદ્રવ્યો છે એવી સમજુતી આપે છે.

સંવર અને નિર્જરા આ ભાવના આત્માને લાગેલા કર્મોનું રોકાણ અને લાગેલા કર્મોના પરિશાટનની રીતિયો બતાવે છે.

લોકસ્વરૂપ, ધર્મસ્વાખ્યાત, બોધિદુર્લભ આ ભાવનાઓ કર્માવૃત આત્માને ભમવાનુ સ્થળ, તે કર્મ તોડવાનો ઉપાય અને એનું બીજ બતાવે છે.

આ રીતે બાર ભાવનાઓ થઇ.

હવે આપણે મૈત્રી, પ્રમોદ, કરુણા અને મધ્યસ્થ ભાવનાનો વિચાર કરીએ.

પ્રમોદ, કરુણા અને મધ્યસ્થ્ય ભાવનાની જનેતા મૈત્રી છે. એમ કહેવામાં વાંધા જેવું નથી. અથવા તો પ્રમોદ, કરુણા અને માધ્યસ્થ્ય એ મૈત્રીભાવના જ વિશુદ્ધરૂપો છે. ઉચ્ચ ઉચ્ચતર અને ઉચ્ચતમ સ્વરૂપો છે

મૈત્રી પરિહિતચિંતારૂપ છે, અથવા સર્વ જીવોનાં સુખની વિચારણા તે મૈત્રી. પણ જે જીવો આત્મગુણના વિકાસદ્વારા સુખને-ગુણને પામ્યા છે એવા જીવો પ્રત્યે અનીર્ષાભાવપૂર્વક

આનંદ વ્યક્ત કરતો ભાવ તે પ્રમોદ ભાવના. આ મૈત્રીનું ઉચ્ચ રૂપ છે. દુઃખીયોના દુઃખ જોઇ આર્દ્રભાવ થવો, અર્થાત્ દુઃખીને સુખી કરવાની સંહેચ્છા તે કરુણાભાવના. આ મૈત્રીનું ઉચ્ચતર સ્વરૂપ છે.

દુઃખીના દુઃખ દૂર કરવા પ્રયત્ન કરીએ, સુખી થાઓ એવી ભાવના રાખીએ છતાં કેટલાક જીવો એવા હોય છે કે જેઓ દુઃખથી મુક્ત થતાં નથી અને સુખથી યુક્ત થતાં નથી. અરે ઉપરથી એ તો શુભ ભાવના ભાવનારાઓ પ્રત્યે દ્વેષ પ્રગટ કરે. નિંદા, ભત્સર્ના, આક્રોશ, તર્જનાદિ કરે. અવસર આવે યષ્ટિ મુષ્ટિ પ્રહારાદિ કરે. પ્રાણાંત કષ્ટ દેવાનું પણ ના ભૂલે, ન છોડે પરમતારક તીર્થંકરદેવને! ન છોડે ઉપકારી ગુરુ દેવોને !! ધર્મને હંબક કહેવામાં આનંદ માને !!! આવા જીવો પ્રત્યે સમભાવ રાખવો તે માધ્યસ્થ્યભાવના કહેવાય. આ મૈત્રીભાવનાનું ઉચ્ચતમ સ્વરૂપ છે અને અમલ કરવામાં કિલષ્ટતર છે, છતાં અશક્ય તો નથી જ. મોક્ષમાર્ગના પથિકને એ ચારે ભાવના અમલ કરે જ આરો છે.

શાસ્ત્રોમાં ઘણે ઠેકાણે એ ચાર ભાવનાઓનો ઉલ્લેખ આવે છે. જેમકેઃ—

"मैत्री-प्रमोद-कारुण्य-माध्यस्थ्यानि सत्त्वगुणाधिकक्लिश्यमानाविनयेषु."

દશ પૂર્વધર શ્રી ઉમાસ્વાતિજી મહારાજ સંદબ્ધ
શ્રી તત્ત્વાર્થ સૂત્ર અધ્યાય ૭. સૂત્ર ૬.

× × ×

"परहित-चिन्ता मैत्री, परदुःखविनाशिनी तथा करुणा।
परसुख तुष्टिर्मुदिता, परदोषोपेक्षणमुपेक्षा ॥"

આચાર્ય શ્રી હરિભદ્રસૂરિ વિરચિત.
ષોડષક પ્રકરણ–ચતુર્થ ષોડષક. શ્લો. ૧૫

× × ×

"तथा सत्त्वादिषु मैत्र्यादियोग इति"

આ. શ્રી હરિભદ્રસૂરિજી રચિત
ધર્મબિન્દુ પ્રકરણ અધ્યા. ૩. સૂ ૯૩

× × ×

કલિકાલ સર્વજ્ઞ આચાર્ય શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી યોગ શાસ્ત્રમાં નિમ્ન મુજબ ભાવનાઓનુ વર્ણન કરે છે.

"मैत्री-प्रमोद-कारुण्य, माध्यस्थ्यानि नियोजयेत्।
धर्मध्यानमुपस्कर्तुं, तद्धि तस्य रसायनम् ॥"

યોગશાસ્ત્ર પ્રકાશ ૪. શ્લો. ૧૧૭

આ પછીના ૪ શ્લોકમાં એક એક ભાવનાની વ્યાખ્યા કરવામા આવી છે

"मैत्री पवित्र पात्राय, मुदिता मोदशालिने।
कृपोपेक्षा प्रतिक्षाय, तुभ्यं योगात्मने नमः ॥"

શ્રી વીતરાગ સ્તોત્ર. પ્રકાશક શ્લો. ૧૫

× × ×

શ્રી સિદ્ધર્ષિ ગણી વિરચિત ઉપમિતિમા આ ચારે ભાવનાનુ વર્ણન છે. તે આ મુજબ —

" तदङ्गीकृत्य जीवेन सत्त्वगुणाधिक-क्लिश्यमाना-विनयेषु मैत्री-प्रमोद-कारुण्य-माध्यस्थ्यानि समाचरणीयानि भवन्ति"

ઉપમિતિ પ્રથમ પ્રસ્તાવ.

× × ×

સરસ્રાવધાની શ્રી મુનિસુંદરસૂરીશ્વરજી મહારાજ રચિત અધ્યાત્મ કલ્પદ્રુમમાં આ ચાર ભાવનાનું સુંદર વર્ણન છે.

" चित्तबालक ! मा त्याक्षीरजस्रं भावनौषधि ।
यत्त्वां दुर्ध्यानभूता न, छलयन्ति छलान्विषः "

પ્રથમ સમતાધિકાર શ્લો. ૧

આ ગુણશીલ મહાપુરુષે પ્રથમ શ્લોકમાં જ ભાવનાના પ્રત્યક્ષ ફલને હુબહુ અને સાદા મગજના માનવીને શ્રદ્ધા ઉપજે એવું વર્ણન કર્યું છે.

" भजस्व मैत्रीं जगदङ्गिराशिषु
प्रमोदमात्मन् ! गुणिषु त्वशेषतः ।
भवार्तिदीनेषु कृपारसं सदा,
प्युदासवृत्तिं खलु निर्गुणेष्वपि ॥ "

પ્રથમ સમતાધિકાર શ્લો. ૧૦.

આ શ્લોકમાં ચારે ભાવનાના નામ અને ટુંકી છતાં મંજુલ વ્યાખ્યા આપી દીધી છે, અને એ વ્યાખ્યામાં અપૂર્ણતા નથી. એ ખૂબીની વાત છે.

× × ×

ન્યાયવિશારદ ન્યાયાચાર્ય શ્રી યશોવિજયજી ઉપાધ્યાય રચિત દ્વાત્રિંશદ્વાત્રિંશિકામાં પણ ચાર ભાવનાનું ઉપભેદોપૂર્વક વર્ણન છે. તે જુવોઃ—

" उपकारि-स्वजने-तर-सामान्यगता चतुर्विधा मैत्रीति, मोहा-सुख-संवेगा-न्यहितयुता चैव करुणेति, सुखमात्रे सद्धे-तावनुबन्ध युते परे च मुदिता तु, करुणा-नुबन्ध-निर्वेद-तत्त्वसारा ह्युपेक्षति "

અઢારમી દ્વાત્રિંશિકાની ટીકામાથી

× × ×

આ રીતે ભાવનાનુ ક્ષેત્ર વિશાળ છે શ્રી દિગબર જૈન સપ્રદાયના ગ્રથોમા પણ આ ભાવનાના વર્ણનો સુદર કરાએલા છે

અને એક વાત વધુ ધ્યાન ઉપર લેવા જેવી એ છે કે—સાખ્યદર્શનના અનુયાયી મહર્ષિ શ્રી પતજલિ ઋષિએ બનાવેલ "યોગદર્શન" મા સૂત્રાત્મક રીતે આ ચારે ભાવનાઓને લીધી છે અને યોગ સાધનામા એની અતિ અગત્યતા સ્વીકારી છે

' मैत्री-करुणा-मुदितो-पक्षाणा सुख दु ख पुण्या पुण्य विषयाणा भावनातश्चित्तप्रसादनम् "

યોગદર્શન અધ્યાય ૧ સૂ ૩૩

આ સૂત્રમા ક્રમનો સાધારણ ફેર છે જૈન ગ્રથોમા મુદિતા–પ્રમોદભાવનાનુ બીજુ સ્થાન છે અને શ્રી પતજલિ ઋષિએ ત્રિજુ રાખ્યુ છે છતા મૂળ સ્વરૂપને વાધો લગીરે આવતો નથી

આ સિવાય મૈત્રી આદિ વિષયક વિગતો બીજા ગ્રથોમા હશે અહિં તો એ ભાવનાની વ્યાપકતા અને ઉપયોગિતા દર્શાવવા, આછો ખ્યાલ આવી જાય એથી નજર તળે આવેલા ગ્રથોના નિર્દેશ અને ફકરા મૂકયા છે

આજે ગૂર્જર સાહિત્યમા આ ચાર ભાવનાઓના સ્વતત્ર પુસ્તકો લખાય છે અને પૂ૦ શ્રમણ વર્ગમા અમૂક વર્ગ આ

ચાર ભાવનાઓનાં ઉપદેશ વધુ આપે છે અને એ રીતે લોક-માનસમાં ધર્મસ્થાપના કરવાનો શુભ સંકલ્પ સાકાર બનતો હોય છે.

ભાવના વિષયક ગેય પદ્ધતિનો સ્વતંત્ર કોઈ ગ્રંથ હોય તો તે માત્ર ઉપાધ્યાય શ્રી વિનયવિજયજી રચિત "શ્રી શાંત-સુધારસ" છે.

"શ્રી ભવભાવના" નામનો ગદ્ય ગ્રંથ છે પણ તેમાં અનિત્યાદિ બાર ભાવનાનું સ્વરૂપ અને થોડી બીજી વિગતો પણ એમાં આપેલી છે, પણ એમાં આ ચાર ભાવનાને લગતો વિષય નથી.

શ્રી કાપડિયાએ પ્રથમ ભાગના પ્રવેશકમાં જણાવ્યું છે કે—"શાંત રસને રસ કહી શકાય કે નહિ એ ખૂબ ચર્ચવા જેવું છે. × × × આ ગ્રંથની છેવટે પરિશિષ્ટમાં એ વિષય સાહિત્યની દૃષ્ટિએ ચર્ચેલો જોવામાં આવશે. × × ×

પણ આ વિષય ગમે તે કારણે "શ્રી શાંતસુધારસ" ના બે ભાગમાં ચર્ચવો રહી ગયો છે. જો એ ચર્ચેલો હોત તો આપણને એ વિષયમાં જાણકારી પ્રાપ્ત થાત. અસ્તુ—

છતાં સામાન્ય રીતે આપણે એને વિચાર ઉપર લઈએ.

શ્રી અનુયોગ દ્વાર સૂત્રમાં કાવ્યના નવ રસો બતાવેલા છે.

से किं तं नव नामे? नव नामे नव कव्व रसा पण्णत्ता तं जहा—

वीरो सिंगारो अब्भुओ अ, रोद्दो अ होइ बोधव्वो ।

નવે રસોની વ્યાખ્યા કરતાં પ્રશાંત રસની વ્યાખ્યામાં જણાવે છે કે—

पसंतो रसो जहा—

सब्भाव निव्विगारं, उवसंत पसंत सोमदिट्ठिअं ।
ही जह मुणिणो सोहइ, मुहकमलं पीवरसिरिअं ॥

શ્રી અનુયોગ સૂત્રદ્વાર. સૂત્ર ૧૩૦

કલિકાલ સર્વજ્ઞ હેમચંદ્રાચાર્યજી કૃત કાવ્યાનુશાસનમાં શાંત રસની વ્યાખ્યા નિચે મુજબ છે.

"वैराग्यादि विभावो, यमनियमाध्यात्मशास्त्रचिंतना-द्यनुभावो, धृत्यादिव्यभिचारी शमः शान्तः"

કાવ્યાનુશાસન પૃષ્ઠ ૮૦

શ્રીયુત્ પંડિત વાગ્ભટ વિરચિત કાવ્યાનુશાસનમાં શાંત રસની વ્યાખ્યા વિસ્તૃત અને વધુ સ્પષ્ટતા વાળી કરેલી છે.

"वैराग्य-संसारभीरुता-तत्त्वज्ञान-वीतरागचरण-परिचरण-परमेश्वरानुग्रहादि-विभावो, यम-नियमा-ध्यात्म शास्त्र-चिन्तनाद्यनुभावो, धृति-स्मृति (निश्चेष्ट) मत्यादि-व्यभिचारी शमाभिधानः स्थायिभावश्चर्वणीयतां गतः शांतरसता याति।

પંડિત વાગ્ભટકૃત કાવ્યાનુશાસન અધ્યાય ૫. પૃષ્ઠ ૫૭.

આપણો ચાલુ ગ્રન્થ "શ્રી શાંતસુધારસ" છે. એમા ઉપર જણાવેલા કાવ્યાનુશાસનના વિભાવો, અનુભાવો, સ્થાયિભાવો બધા ઝળકે છે. પ્રસ્તુત ગ્રંથમાંથી બધા ભાવોના દ્દષ્ટાન્તો આપણે સુંદર મેળવી શકીએ તેમ છીએ, પણ તેમ કરતા લખાણુ બહોળું થાય એટલે અલ્પસંખ્યા દ્દષ્ટાન્ત સમજવા ખાતર મૂકીએ.

आयुर्वायुतरत्तरङ्गतरलं, लग्नापदः संपदः,
सर्वेऽपीन्द्रियगोचराश्च चटुलाः, सन्ध्याभ्ररागादिवत् ।
मित्र-स्त्री-स्वजनादिसङ्गमसुखं, स्वप्नेन्द्रजालोपमम्,
तत्किं वस्तु भवे भवेदिह, मुदामालम्बनं यत्सताम् ॥

પ્રથમ ભાવના શ્લો. ૧૦

આ શ્લોકમાં વૈરાગ્યરસ ઝળકે છે. આખી અનિત્યભાવના એ રસથી તરબોળ છે.

" कलय संसारमतिदारूणं, जन्ममरणादि भयभीत रे ।

આ પદથી શરૂ થતા તૃતીય પ્રકરણના અષ્ટકમાં સંસારની ભીરૂતા હુબહુ જણાય છે.

અગ્યારમી લોકસ્વરૂપ ભાવના અને બારમી બોધિ દુર્લભ ભાવનામાં તત્ત્વજ્ઞાનને જણાવનારી વસ્તુઓ છે.

સંવર અને નિર્જરા ભાવનામાં યમ નિયમોનો સમાવેશ થાય છે. અને મૈત્ર્યાદિ ચાર ભાવના અથવા તો સોળે ભાવનાને અધ્યાત્મ-શાસ્ત્ર ચિંતન રૂપ અનુભાવ કહી શકીએ.

આ ભાવનાના કોઇપણ વિભાગને આપણે ગાઇએ કે વિચારિએ તો " શમ " સ્થાયિભાવ આત્મામાં જરૂર જણાઇ આવશે.

એક ભાવનામાં ઘણા ભાવોનો સમાવેશ થાય તેમ છે. આ તો મુખ્યતાની દૃષ્ટિએ જ માત્ર વિચાર કર્યો છે. એ પણ ટુંકમાં જ.

સહસ્રાવધાની આચાર્ય પુરન્દર શ્રી મુનિસુંદરસૂરીશ્વરજી મહારાજા અધ્યાત્મ કલ્પદ્રુમની રચના કરતાં સૌ પ્રથમનાં મંગળ

શ્લોકમાં "શાંતરસનું વર્ણન કરાય છે." એમ કહી અધ્યાત્મને લગતી બાબતો શાંત રસની ગણી છે, એમ ફલિત થાય છે.

जयश्रीरान्तरारीणां लेभे येन प्रशान्तितः ।
त श्री वीरजिनं नत्वा "रसः शान्तो"-विभाव्येत ॥

અધ્યાત્મ કલ્પદ્રુમ શ્લો. ૧

આ ગ્રંથની ટીકામાં "શાંત" રસને "રસાધિરાજ" કહેવામા આવેલ છે તે બહુ જ વિચારપૂર્વકનું છે અને મહત્ત્વને જણાવનારૂં છે.

શાંત રસ સિવાયના રસો અસ્થાયી, વળતે દિવસે દુઃખના કારણ બની શકે છે અને બન્યા પણ છે ત્યારે "શાંત" રસ એ એક એવો છે કે જે ચિરસ્થાયી, દુઃખને ભૂલવનારો, સુખને બતલાવનારો, આત્મારામને જગાડનારો છે. આવ્યા પછી જીવનમાં પલટો લાવે છે. જીવન પણ એ રસથી તરબોળ બની જાય છે. માટે "રસાધિરાજ" છે.

આજે દુઃખની બીના એ છે કે સંસ્કૃત-પ્રાકૃત અભ્યાસ ઓછો થતો જાય છે એ કારણે અને થોડી સંખ્યામા રહેલા સંસ્કૃતના અભ્યાસીયોને પણ આ કંઠસ્થ કરી બોલવાના બદલે ગૂર્જર પદ્યો જ વધુ ગમતા હોય છે તેથી શ્રી "શાંતસુધારસ "ની ભાવનાને ગાવાની પ્રણાલિકા લુપ્ત પ્રાય જેવી જણાય છે. છતાં એ ગ્રંથ આજે વિદ્યમાનતા ધરાવે છે અને ગૂર્જર વિવેચન સહ ઉપયોગમાં આવે છે એટલો સંતોષ માની મન રાજી રાખીએ.

અન્તમાં એટલુ જણાવી દઉં કે મને લેખન કળાનો કે બીજી કોઈ કળાનો અભ્યાસ નથી છતાં આ લખવાની બાળચેષ્ટા

કરી છે એમાં ક્ષતિયોની સંભાવના હશે છતાં ગુણી પુરુષો પ્રત્યે વિનયાવનત મસ્તકે પ્રાર્થના કરૂં છું કે ક્ષંતવ્યને ક્ષમા કરજો, પરિમાર્જના યોગ્યને પરિમાર્જના કરશો. જ્ઞેયને જ્ઞાપન કરશો એજ આનંદપૂર્વકની અભિલાષા.

શ્રી જિનેશ્વર પરમાત્માની આજ્ઞા વિરૂદ્ધ કાંઈ લખાણું હોય તો મિથ્યાદુષ્કૃત દેવા પૂર્વક આ વિષય પૂરો કરૂં છું.

શ્રી સિદ્ધક્ષેત્ર
વિક્રમ સંવત ૨૦૨૦
અષાઢ કૃષ્ણા ૧૩ બુધ

—સ્નેહરશ્મિ



# પ્રકાશકનું નિવેદન

આ ગ્રંથના સંબંધમાં લેખકે ઘણું લખ્યું છે; તેમજ ગ્રંથકારના સંબંધમાં પણ આ બીજા વિભાગમાં પ્રથમના ફારમ ૨૪ાા (પૃષ્ઠ ૩૯૦) પછી દશ ફારમ (પૃષ્ઠ ૧૬૦) કર્યો છે એટલે એ બંને બાબતમાં કાંઇ લખવાપણું રહેતું નથી.

આ બીજા ભાગના બે વિભાગ છેઃ પહેલા વિભાગમાં ૭ ભાવના (૧૦ થી ૧૬) અને બીજા વિભાગમાં કર્ત્તાનું ચરિત્ર છે. આ ભાગની અને કર્ત્તાના ચરિત્રની બંને અનુક્રમણિકાઓ જુદી જુદી આપી છે તે વાંચતાં આ ગ્રંથમાં શેનો શેનો સમાવેશ કરેલો છે તે સ્પષ્ટ સમજાય તેમ છે.

બીજા ભાગ માટે જે ભાગ્યવાનોએ સહયોગ આપ્યો છે એમની અમો અનુમોદના કરીએ છીએ.

આ તકે આ ગ્રંથના પુનર્મુદ્રણના કાર્ય માટે ઉપદેશ દાતા પૂજ્યપાદ આચાર્યદેવ શ્રી વિજયહર્ષ-સૂરીશ્વરજીના શિષ્યરત્ન પંન્યાસ રત્ન શ્રી મંગળ-વિજયજી ગણીન્દ્રના ઋણી છીએ.

આ ગ્રંથની મહત્તા ગ્રંથ વાચતાં ગુણીજનોને જણાઇ આવે તેમ છે. આત્માને ઉદ્દેશીને લખાયેલો આ ગ્રંથ આત્મકલ્યાણ ઇચ્છનારાઓને આનંદ આપશે.

—પ્રકાશક

ॐ अर्हम् नमः

# સંઘવી તારાચંદ કસ્તુરજીનું સંક્ષિપ્ત જીવનચરિત્ર

શ્રી રાજસ્થાન મરૂધર ભૂમિમાં જાલોર પાદરલી શાસ્ત્ર-પ્રસિદ્ધ સુવર્ણગિરિ પ્રદેશમાં ધર્મકાર્યોથી ઉજ્વલ કીર્તિવાળું પ્રસિદ્ધ ગામ પાદરલી છે. તેમાં વિ૦ સં૦ ૧૯૫૧ ના મહા સુદિ પાંચમે તારાઓમાં ચન્દ્રની જેમ આ પુન્ય પુરૂષનો જન્મ થયો અને રાશિમેળથી યથાર્થ નામ તારાચન્દ પાડયું. પુત્રના લક્ષણ પારણામાં આનન્દ વિનયાદિ સ્વભાવવાળા થયા.

પાંચ વર્ષની વય થતા માતપિતાને પાઠશાળામાં મૂકવાનો મનોરથ જાગ્યો અને શુભ દિવસે ધાર્મિક વ્યવહારિક અભ્યાસ શરૂ કર્યો. એ જમાના મુજબ અગીયાર વર્ષની વય થતાં હિસાબ વિગેરે કામચલાઉ અભ્યાસ થતાં પુણ્યોદયનો પ્રકાશ કરવા પરદેશ જવા ભાવના જાગી અને વિ૦ સં૦ ૧૯૬૨ ની સાલમાં મુંબઇ ગયા. વેપારનો અનુભવ કરવા પ્રથમ નોકરી શરૂ કરી. બુદ્ધિ કુશલતાનું કામ કરતાં થોડા સમયમાં ઉંડો અનુભવ અને આબરૂ મેળવી.

વિ૦ સં૦ ૧૯૬૮ ની સાલમાં બાઈ સોની સાથે લગ્ન થયા અને સ્વાધીન ધંધાની ભાવના જાગી. ધર્મસંસ્કાર હોવાથી અલ્પારંભે સારી કમાઇવાળો શરાફી ધંધો વિ૦ સં૦ ૧૯૭૩ ની સાલમાં શરૂ કર્યો. નીતિ, પુણ્યદાન અને આબરૂ સર્વ સંપત્તિનું મૂળ સમજી આવકનો અમુક ભાગ શુભ ક્ષેત્રોમાં વાપર

વિ૦ સ૦ ૧૯૭૫ ની સાલમા પ્રભાતને પ્રકાશ કરના સૂર્યની જેમ કુલદીપક કુન્દનમલનો જન્મ થયો. જન્મમહોત્સવના વધામણા સાથે સારી સખાવતો શરૂ કરી તથા દેવ ગુરુ ભક્તિ, જ્ઞાની વૈરાગી મુનિઓનો સમાગમ અને ધર્મના મર્મ જાણી વિવેકથી મદિર, ઉપાશ્રય, સાધર્મિક સેવા અનુકપા જેવા ક્ષેત્રોમા બહુમાન અને ઉદારતા સાથે ગુપ્તદાન પણ પ્રસગે કરતા. બાહ્ય અને અન્તર ધન સાથે ધર્મની કમાણીથી ઉભયલોક સફલ માનતા જેમા જેસલમેર તીર્થ યાત્રાનો સઘ સાડા આઠસો યાત્રાળુ સાથે કરતા શાસનની પ્રભાવના ઘણી અનુમોદના કરાવે છે તેમા પન્યાસ મગલ વિજયજી વિગેરે ચતુર્વિધ સઘ સાથે વૃદ્ધ વયમા પેદલ ચાલી સાડેરાવ સુધી હમેશા તપજપ સાથે પ્રયાણ સઘવીનુ થતુ તે વિશેષ અનુમોદનરૂપ હતુ તે મુમુક્ષુ આત્માને કલ્યાણ હેતુ બને માટે જણાવવું જરૂરનુ માનુ છુ

વિ૦ સ ૨૦૦૧ ની સાલમા પાદરની સઘના અતિ આગ્રહથી પન્યાસ મગલવિજયજીનુ ચોમાસું ચાર મુનિઓ સાથે થયુ બાદ સઘવીને સ્વતત્ર બીજુ ચોમાસું કરાવવા ભાવના જાગી અને કેશરીયાજી ઉપધાન કરાવી ઉદયપુર ચોમાસામા પન્યાસજીને આગ્રહભરી વિનતિ પાદરલી ચોમાસુ કરવા માટે ગયા ક્ષેત્રફરસના બલવાન જણાવી મારવાડ પન્યાસજી પધારતા આચાર્ય વિજયહર્ષસૂરીશ્વરજી ગુરૂશ્રીની અમદાવાદ ચોમાસાની આજ્ઞા મળતા ઉદાસીન થયા ત્યારે ગુરુશ્રીએ મહેન્દ્રસૂરિને આજ્ઞા આપી ચોમાસું કરાવ્યું અને ઘણી શાસન પ્રભાવના કરી પરતુ પન્યાસ શ્રી મગલવિજયજીના ગુણાનુ

રાગમાં નિરંતર ભાવના ભાવતાં ભાવી યોગે વિ૦ સં૦ ૨૦૧૩ ની સાલમાં પંન્યાસજીને વિરામિ ઉપધાન કરાવતા જાણી સંબંધીઓને સાથે લઇ વિનંતિ માટે વિરામિ ગયા અને જેસલમેર સંઘ સાથે તેમના સુપુત્ર કુન્દનમલજીએ કરેલ વીસ સ્થાનક તપનું ઉદ્યાપન કરવા મુહૂર્ત માંગી પધારવા વિનંતિ કરી. ગુરુશ્રીની આજ્ઞા મુજબ વિનંતિનો સ્વીકાર થતાં વિ૦ સં૦ ૨૦૧૩ ની સાલમાં મારવાડી ફાગણ વદી ત્રીજના પંન્યાસજીનો પાદરલીમાં બેન્ડ વિગેરે જયનાદ સાથે પ્રવેશ થયો અને મંદિરમાં મંડપ રચના કરાવી કિંમતી વસ્તુઓ જ્ઞાન-દર્શન-ચારિત્રના ઉપકરણોની મેળવી. હંમેશાં સંગીત અને મંડળીના નૃત્ય સાથે નવનવી પૂજાઓ, ભારે અંગરચનાઓ, રાત્રિજાગરણમાં નૃત્યમંડળીનો નાટારંભ, મોટી મેદનીમાં થતી પ્રભાવનાઓ પણ વારંવાર થતી એમ ઉજમણાનો ઓચ્છવ પૂર્ણ થતાં સંઘની આમંત્રણ પત્રિકા મુજબ ગામોગામનો યાત્રાળુવર્ગ ભેગો થયો. વદી નોમના સકલ સંઘનું સ્વામિવાત્સલ્યાદિ કાર્યો કરી દશમના પ્રભાતે સંઘવીના ઘેર પ્રભુ પધરાવી ચતુર્વિધ સંઘે સ્નાત્ર મહોત્સવં કર્યો. તિલકવિધિ મંત્રોચ્ચાર સાથે શેઠ હીરાચંદ કસ્તુરજીએ કરી ફુલના હાર, શ્રીફલ, રૂપાનાણું ભેટ કરી પંન્યાસ શ્રી મંગલવિજયજીના વાસક્ષેપ સાથે ગુરુ આશિર્વાદ લઇ વિજયમુહૂર્તે પ્રયાણ કર્યું. મંદિરજીનો ભંડાર ભરી દેવવંદન ચતુર્વિધ સંઘ સાથે કર્યું. સેવક વિગેરેને દાન, સન્માન અને સ્વામિવાત્સલ્યાદિ કાર્ય પૂર્ણ થયે વાજિંત્રોના મંગલિક નાદ સાથે નગર બહાર પ્રયાણ કરી ગામ તરફથી તથા સંબંધી વર્ગે પેચા બંધાવી ફુલના હાર, ભેટણા વિગેરે વિધિ પૂર્ણ

થતાં તખતગઢ પ્રયાણ થયું. માનવમેદનીએ માર્ગ સાંકડો કરી દીધો અને ચતુર્વિધ સંઘ સાથે સંઘવી ચાલતાં તીર્થના ગુણ ગાનમાં પોચતા. તખતગઢ સંઘ સન્મુખ આવી તિલકાદિ વિધિ સાથે સામૈયાથી પ્રવેશ કરી ચૈત્ય પરિપાટી વ્યાખ્યાન ઠામઠામ ગહુંલીઓ, સ્વામિવાત્સલ્યો, નૃત્ય મંડળીના નાટારંભો પ્રભુ પાસે થયા. પૂજા પ્રભાવનાદિથી શાસનપ્રભાવના કરી અગીયારસના બલાણા સંઘના યા દુર્જનોના સ્વાગતોના કાર્યો કરી બારસની સવારે સંઘવી વિગેરેનું પ્રયાણ બેન્ડ વિગેરે મંગલિક નાદો સાથે ચાલતાં સાડેરાવ સન્મુખ થયુ. આવેલ સાડેરાવ સંઘના તિલકાદિ સ્વાગત સાથે પ્રવેશ કરી ચૈત્ય પરિપાટી વ્યાખ્યાનાદિ ગહુંલીના સન્માન વિગેરે શાસનશોભાના કાર્યો કરી સ્વામિવાત્સલ્ય જમી બપોરના પ્રયાણની તૈયારી જેસલમેર જવાની થઈ. ઘણું દૂર તીર્થ હોવાથી દરેકની અનુકુલતા મુજબ મોટર સર્વિસ તૈયાર થઇ, સાડા આઠસો યાત્રાળુઓને આનંદ ઉપજે તેવી વ્યવસ્થા માટે ટીકીટો અપાઈ અને વોલીંટરો પાદરલીના યુવક વર્ગે જવાબદારી લીધી અને તે આદિજિન મંડળે બેઠકો ગોઠવી દીધી. પંન્યાસજીએ વાસક્ષેપ કર્યો. આશીર્વાદ સાથે મંગલિક સાંભળી સાંજના પ્રયાણ કરી સંઘ પાલી ગામે પહોચ્યો. તિલકાદિ સ્વાગત કાર્યો સાથે પ્રવેશ કરી ચૈત્ય પરિપાટી સ્વામિવાત્સલ્યાદિ શાસનપ્રભાવના કરી. વદી તેરસ ને બુધવારે પોકરણ ગામે પડાવ કર્યો. ચૈત્યાદિ વિધિ કરી સાંજના જેસલમેર પડાવ કર્યો સ્વાગત સાથે તિલકાદિ વિધિ તીર્થ પ્રવેશ થતાં યાત્રાળુ સાથે સંઘવીના હર્ષરોમ રાજી વિકસ્વર થયા. જીવન પાવન થવાના જયનાદથી ચૈત્ય પરિપાટીનું વિધિસર વંદનાદિ કર્યું.

જેસલમેર જુહારીએ, દુઃખ વારીએ રે;
અરિહંતબિંબ અનેક, તીરથ તે નમું રે.

આ સૂત્ર મુજબ ૭ હજાર અને છસો પુરાણી પ્રતિમાનું દર્શન તથા તાડપંત્રીય પુરાણો જ્ઞાનભંડાર, જૈન ધનાઢ્યોની હવેલીઓ વગેરે આશ્ચર્ય આપે તેવું તીર્થ ફરસી યાત્રાળુવર્ગ આનંદમય બન્યો તથા પાસે રહેલ પ્રભાવીક પાર્શ્વનાથનું લોદ્રવાજી તીર્થયાત્રામાં એક દિવસ પડાવ કર્યો. ત્યાંની આબુજી જેવી કોરણીવાળું મહાયાત્રાનું ધામ જોઈ આનંદ ઉભરાયો અને સ્વામિવાત્સલ્યાદિ નિત્ય વિધિ મુજબ દર્શન પૂજા વિગેરે કરી તીર્થમાલા પરિધાપન વિધિમાં ચઢાવો થયો. ત્રણ હજાર ને એક રૂપિયાની બોલીથી સંઘવી વિગેરેને માળા પહેરાવવાનો મહોત્સવ ઉજવાયો. તેમાં સંઘવી તારાચન્દજી, તેમના પુત્ર કુન્દનમલજી તથા હિંમતમલજી તથા પૌત્ર નથમલ ચન્દ્રકુમારને તથા કુન્દનમલજીના ધર્મપત્ની સંઘવણ સાંકલીબાઈને તથા વાલીબેનને માલા પરિધાન કાર્ય પૂર્ણ આનંદે ઉજવી જેસલમેર આખો દિવસ પુરાણી હજારો પ્રતિમાનું દર્શન પૂજાદિની યાત્રા વિધિ કરી તીર્થ ભંડારમાં ટીપ માંડતા રૂપીયા ચાર હજારની યોગ્ય ખાતાઓમાં ભેટ કરી પ્રયાણ કર્યું. પોકરણ થઈ જોધપુર પડાવ કર્યો. ત્યાંના સ્વાગત સાથે ચૈત્ય પરિપાટી આદિ યાત્રાવિધિ કરી શાસનપ્રભાવનાવાળા કાર્યો કરી ફાગણ સુદી ત્રીજ ને સોમવારે કાપરડા તીર્થે પડાવ કર્યો. સ્વાગતાદિથી પ્રવેશ કરી ચાર મજલાનું ગગનચુમ્બી દેવવિમાન સરખું મંદિર જોતાં યાત્રાળુવર્ગમાં પૂર્વના જૈનોની જાહોજલાલી ધર્મશ્રદ્ધા સાથેનો અનુભવ થતાં આનંદ

ઉભરાયો. યાત્રા વિધિને ઓચ્છવ કરી સંઘવીની હાર્દિક ભક્તિ પ્રભાવનાદિ શાસનકાર્યો માટે માનપત્ર આપવાનો નિર્ણય કરી રાત્રે સંઘ એકત્ર થયો. સંઘવીની સેવા, બહુમાન, ઉદારતાદિ ગુણોનું વર્ણન કરી અભિનંદન પત્ર અર્પણ કરતાં સંઘવી તરફથી પણ સંઘ પાસે માંગણી થઇ જે શ્રીસંઘ મારૂં ઘર પાવન કરવા પધારે. માંગણીનો શ્રીસંઘે સ્વીકાર કરતાં જયનાદ સાથે ફુલના હાર વિગેરે સન્માન વિધિએ માનપત્ર ભેટ કર્યું. આનંદિત થયેલ યાત્રાળુવર્ગ સાથે સંઘવીએ પ્રયાણ કરી પાલીના જિનાલયોનું દર્શન પૂજન કરી સુદી ચોથ ને મંગળવારે પાદરલી પહોંચ્યા. ગામના સંઘે સન્માન સાથે પ્રવેશ વાજિંત્રોના નાદ સાથે જયજયનો માનવમેદનીમાં આનંદોચ્ચાર થયો. જિનાલયના દર્શનાદિ વિધિ કરી શ્રીસંઘના પાવનકારી પગલા ઘરમાં કરાવી સ્વામિવાત્સલ્યાદિ સ્વાગત સાથે ઘેર પહોંચવા સુધીનું ખરચ સંઘવી તરફથી યાત્રાળુવર્ગને અપાયું. સેવાભાવી આદિજિન મંડળને નોકરવર્ગ તથા યાચકવર્ગને ઉચિત સત્કાર દાન વિધિથી હર્ષના વધામણા કર્યા. આવી શાસનપ્રભાવનામાં પુણ્યાનુબંધી પુણ્યવંતી લક્ષ્મીનો વ્યય કરી પોતાની પાછલી વય કેવળ આત્મશાંતિમાં જીવન સફલ કરવા કુલદીપક સુપુત્ર કુન્દનમલજીને વેપાર આદિ દુનિયાનો વ્યવહાર ભળાવી ધર્મ ભાવના સાથે દેવગુરૂની ભક્તિમાં મનુષ્યભવને મોક્ષની મોસમ મનાવે છે. ધર્મસંસ્કારી કુન્દનમલજી પણ પાવનતીર્થરૂપ પિતાના ઉપકારને આલેખી આજ્ઞા પિતાની શિરોધાર્ય કરી ધાર્મિક અને વ્યવહારિક કાર્યો કુશળતાથી કરી શ્રીસંઘમાં પણ સેવા સેવકભાવે કરી આનંદ ઉપજાવે છે.

ઉપરોક્ત સંઘ યાત્રાની સખાવતની જેમ બીજી ઘણી સખાવતો છે જે અનુમોદન ભવ્યાત્માઓને મહાપુણ્યહેતુ જાણી જણાવવી જરૂર છે તેની યાદિ.

વિક્રમ સંવત ૧૯૭૮ ના જેઠ વદી છઠના મંદિરજીના પ્રતિષ્ઠાના દિવસે નોકારસિનો ચડાવો લીધો અને પાદરલી સંઘને આનંદિત કર્યો, વૈશાખ સુદ ૧૫ નોકારસી.

વિ૦ સં૦ ૧૯૮૫ ના ફાગણ વદી દશમના ગોત્રીજ ભાઇને આમંત્રણ આપી મંદિરમાં અઠ્ઠાઇ મહોત્સવ કરી જરમન સીલવરના લીણુ પાલાઓની પ્રભાવના કરી.

વિ૦ સં૦ ૧૯૯૮ સિદ્ધક્ષેત્ર પાલીતાણામાં કંકુબાઇની ધર્મશાળામાં કોટડી કરાવી.

વિ૦ સં૦ ૨૦૦૪ નીસાલ સુધી દશ વર્ષ પાદરલીમાં ધાર્મિક સાથે વ્યવહારીક પાઠશાળામાં જ્ઞાનદાન દીધું.

વિ૦ સં૦ ૧૯૯૪ ની સાલમાં શત્રુંજયના માટે પટ મુંબઈ કરાવી પાદરલી સંઘને ભેટ કર્યો.

વિ૦ સં૦ ૨૦૦૦ ની સાલમાં પાદરલીમાં શાંતિસ્નાત્ર સાથે અઠ્ઠાઇમહોત્સવ અને નવકારશી જમાડી.

વિ૦ સં૦ ૨૦૧૧ ની સાલમાં આંબિલખાતામાં ઉદાર મદદ કરી.

વિ૦ સં૦ ૨૦૦૪ ની સાલમાં પંન્યાસ મંગલવિજયજીના ઉપદેશથી શિવગંજ વિદ્યાલયના નિભાવ ફંડમાં મદદ કરી દીવાલ વોચ નૃત્યમંડળી માટે હારમોનીયમની પેટી ભેટ કરી

વિ૦ સં૦ ૨૦૦૪ ની સાલમાં આચાર્ય શ્રી મહેન્દ્રસૂરિને પાદરલીમાં ચોમાસું કરાવી ધર્મપ્રભાવના કરી.

વિ૦ સં૦ ૨૦૦૭ ની સાલમાં સિદ્ધક્ષેત્રમાં ચોમાસું કરી અઠ્ઠાઈઓચ્છવ સ્વામિવાત્સલ્યાદિ કર્યા.

વિ૦ સં૦ ૨૦૦૮ ની સાલમાં પાદરલીની સ્કૂલની ટીપમાં મદદ કરી.

વિ૦ સં૦ ૨૦૧૩ ની સાલમાં ફાલના બોર્ડિંગને મદદ કરી.

વિ૦ સં૦ ૨૦૧૫ ની સાલમાં પાદરલીમાં શાસનરક્ષક મણિભદ્ર વીરની દેરીમાં મકરાણાનુ કામ કરાવ્યુ.

વિ૦ સં૦ ૨૦૧૩ ની સાલમાં જેસલમેરની સંઘયાત્રા કરાવી

વિ૦ સં૦ ૨૦૧૭ ની સાલમા ઉપદેશપ્રાસાદનો ચોથો ભાગ છપાવવા બસો નકલની મદદ વિદ્યાલયને આપી. ધાર્મિક ટીપો વિગેરેમાં પણ યોગ્ય મદદો કરતા કોઇ વખત ગુપ્તદાનો પણ સીદાતાને આપતા સંઘવી તારાચન્દજીએ ઘણી શાસન-પ્રભાવના કરી પુણ્યાનુબંધી પુણ્યમા જીવન ધન્ય કૃતાર્થ કર્યું છે. ઇતિશુભમ્

# શ્રી શાંતસુધારસ

## ( દ્વિતીય વિભાગ )

## અનુક્રમણિકા

### પ્રકરણ ૧૦ મું

### ધર્મ ભાવના

ઉપસંહાર



## પ્રકરણ ૧૧ મું

### લોકસ્વરૂપ ભાવના

ગેયાષ્ટક પરિચય



ઉપસંહાર



## પ્રકરણ ૧૨ મું

### બોધિદુર્લભ ભાવના

## પ્રકરણ ૧૩ મું

### મૈત્રી ભાવના

## ગેયાષ્ટક પરિચય

## ઉપસંહાર



## પ્રકરણ ૧૪ મું

### પ્રમોદ ભાવના

## ગેયાષ્ટક પરિચય

## ગેયાષ્ટક પરિચય

## પ્રકરણ ૧૬ મું

### માધ્યસ્થ ભાવના

ગેયાષ્ટક પરિચય

### ઉપસંહાર

**પ્રશસ્તિ**

## ૩. શ્રી વિનયવિજયજીકૃત વિનયવિલાસ

### પદ પાંચમું

(રાગ—ભૂપાળ તથા ગોડી.)

પ્યારે કાહેકું લલચાય—એ આંકણી.
યા દુનિયાંકા દેખ તમાસા, દેખત હી સંકુચાય. પ્યારે૦ ૧
મેરી મેરી કરત હે બાઉરે, ફીરે જિઉ અકળાય,
પલક એકમેં બહુરિ ન દેખે, જળબુંદકી ન્યાય. પ્યારે૦ ૨
કોટિ વિકલ્પ વ્યાધિકી વેદન, લહી શુદ્ધ લપટાય;
જ્ઞાનકુસુમકી સેજ ન પાઇ, રહે અઘાય અઘાય. પ્યારે૦ ૩
કિયા દોર ચિહું ઓર જોરસેં, મૃગતૃષ્ણા ચિત્ત લાય;
પ્યાસ બુઝાવન બુંદ ન પાયો, યોંહિ જનમ ગુમાય. પ્યારે૦ ૪
સુધા-સરોવર હે યા ઘટમેં, જિસતેં સબ દુઃખ જાય,
**વિનય** કહે ગુરુદેવ દિખાવે, જો લાઉં દિલ ઠાય. પ્યારે૦ ૫

# શ્રી શાંતસુધારસ

મૂળ, અનુવાદ, વિવેચનયુક્ત

## વિભાગ બીજો

### પ્રકરણ ૭ :: ભાવના ૧૦ થી ૧૬

૧૦ ધર્મભાવના, ૧૧ લોકસ્વરૂપ, ૧૨ બોધિદુર્લભ,
૧૩ મૈત્રી, ૧૪ પ્રમોદ, ૧૫ કારુણ્ય,
૧૬ માધ્યસ્થ.

# પ્રકરણ ૧૦ મું

## ધર્મ ભાવના

ઉપજાતિ

दानं च शीलं च तपश्च भावो, धर्मश्चतुर्धा जिनबान्धवेन ।
निरूपितो यो जगतां हिताय, स मानसे मे रमतामजस्रम्॥क॥१॥

इंद्रवज्रा

सत्यक्षमामार्दवशौचसङ्गत्यागार्जवब्रह्मविमुक्तियु : ।
य: सयम: किं च तपोऽवगूढश्चारित्रधर्मो दशधायमुक्तः॥ख॥२॥

यस्य प्रभावादिह पुष्पदन्तौ, विश्वोपकाराय सदोदयेते ।
ग्रीष्मोष्मभीष्मामुदितस्तडित्वान्, काले समाश्वासयति क्षितिं च।
उल्लोलकल्लोलकलाविलासैर्नाप्लावयत्यम्बुनिधिः क्षितिं यत्।
न घ्नन्ति यद्व्याघ्रमरुद्दवाद्या. धर्मस्य सर्वोऽप्यनुभाव एषः॥घ॥४॥

---

क १ शील બ્રહ્મચર્ય जिनबान्धव જિન એટલે તીર્થંકર, બાન્ધવ એટલે બંધુ તીર્થંકરરૂપ બંધુઓએ (સમુચ્ચયે એકવચન) निरूपित બતાવ્યો अजस्र હમેશ અહર્નિશ

ख. २ આ સર્વ શબ્દો માટે જુઓ સંવરભાવના પૂર્વપરિચય ધર્મ શિર્ષક નીચે પૃ ૪૨૧ अवगूढ સંયુક્ત

ग ३. पुष्प ચંદ્ર दन्त સૂર્ય उदयेते ઉદય પામે છે ઉપર આવે છે ग्रीष्म ઉન્હાળો ગરમીની ઋતુ उष्मा ગરમી સંતાપ ધામ भीष्म ત્રાસ પામી ગયેલ तडित्वान् વીજળી સાથે ગર્જારવ કરતો મેઘ समाश्वासयति આશ્વાસન આપે છે ઠંડી કરે છે क्षिति પૃથ્વી

घ. ४ उल्लोल ઉછાળા મારતા, જોરથી અફળાતા कल्लोल મોજા कला. સામર્થ્ય विलास છોળ अम्बुनिधि સમુદ્ર, દરિયો प्लावयति પાણીમય કરે છે, ડૂબાડે છે व्याघ्र સિંહ (હિંસક પ્રાણીઓ) मरुत પવનનું તોફાન, વાવાઝોડું दव દાવાનળ, જંગલની આગ अनुभाव સામર્થ્ય, મહિમા

૧ તીર્થંકર બંધુઓએ દાન, શીલ ( બ્રહ્મચર્ય ), તપ અને ભાવરૂપ ચાર પ્રકારનો ધર્મ જગતના હિતને માટે કહ્યો છે તે મારા મનમાં નિરંતર રમણ કરો-સ્થાન પામો.

૨ (૧) સત્ય, (૨) ક્ષમા ( ક્રોધત્યાગ ), (૩) માર્દવ ( માનત્યાગ ), (૪) શૌચ ( પવિત્રતા-અદત્તત્યાગ ), (૫) સંગત્યાગ ( પરિગ્રહત્યાગ ), (૬) આર્જવ ( માયાત્યાગ-સરલતા ), (૭) બ્રહ્મ ( શીલવ્રત-બ્રહ્મચર્ય ), (૮) મુક્તિ (લોભત્યાગ-સંતોષ), (૯) સંયમ (ઇંદ્રિયો ને મન ઉપર અંકુશ ) અને (૧૦) તપની સાથે મળીને ચારિત્રધર્મ દશ પ્રકારનો કહેવામાં આવ્યો છે.

૩ એ ( ધર્મ ) ના પ્રભાવથી આ દુનિયામાં સૂર્ય અને ચંદ્ર વિશ્વ ઉપર ઉપકાર કરવા માટે દરરોજ ઉદય પામે છે અને અતિ આકરા ઉન્હાળાના સંતાપથી ત્રાસ પામી ગયેલ પૃથ્વીને એનો સમય પ્રાપ્ત થતાં વીજળીથી ચમકારા કરતો મેઘ આવીને આશ્વાસન આપે છે-ઠંડી પાડે છે-શાંત કરે છે.

૪ ઉછાળા મારતાં મોજાંઓની સામર્થ્યભરેલી છોળોથી સમુદ્ર આખી પૃથ્વીને પાણીથી ડૂબાવી દેતો નથી અને વાઘ, સિંહ, વાવાઝોડા અને દાવાનળ ( મનુષ્યોનો ) સંહાર કરતા નથી એ સર્વ ધર્મનો મહિમા છે.

शार्दूलविक्रीडितम्

यस्मिन्नेव पिता हिताय यतते भ्राता च माता सुतः,
सैन्यं दैन्यमुपैति चापचपलं यत्राफलं दौर्बलम् ।
तस्मिन् कष्टदशाविपाकसमये धर्मस्तु संवर्मितः,
सज्जः सज्जन एष सर्वजगतस्त्राणाय बद्धोद्यमः ॥ ङ ॥ ५ ॥

त्रैलोक्यं सचराचरं विजयते यस्य प्रसादादिदं,
योऽत्रामुत्र हितावहस्तनुभृतां सर्वार्थसिद्धिप्रदः ।
येनानर्थकदर्थना निजमहः सामर्थ्यतो व्यर्थिता,
तस्मै कारुणिकाय धर्मविभवे भक्तिप्रणामोऽस्तु मे ॥ च ॥ ६ ॥

मन्दाक्रान्ता

प्राज्यं राज्यं सुभगदयिता नन्दना नन्दनानां,
रम्यं रूपं सरसकविताचातुरी सुस्वरत्वम् ।
नीरोगत्वं गुणपरिचयः सज्जनत्वं सुबुद्धिं,
किं नु ब्रूमः फलपरिणतिं धर्मकल्पद्रुमस्य ? ॥ छ ॥ ७ ॥

---

ङ. ५. **यस्मिन्** સમયે **दैन्य** દીનભાવ નરમ થઇ જવું તે. **चापचपलं** ધનુષ્ય જેવું ચપળ **दौर्बलं** ભુજાનું બળ **कष्टदशा** આપત્તિની દશા **संवर्मित** સારી રીતે કવચ-બખ્તર ધારણ કરેલો **सज्ज** તૈયાર

च. ६. **त्रैलोक्य** ત્રણ લોક **सचराचर** સ્થાવર અને જંગમ **अनर्थ** વૈરવિરોધ. **महः** પ્રતાપ, પ્રભાવ **व्यर्थिता** વ્યર્થ બનાવ્યા. **कारुणिकाय** કરુણામય સ્વભાવવાળા **भक्तिप्रणाम** ભક્તિ અને પ્રણામ

छ. ७. **प्राज्य** પ્રૌઢ, એકછત્ર મહાન **सुभग** સુંદર નસીબવાળી, સૌભાગ્યવાન **चातुरी** ચતુરાઈ **सुस्वरत्व** સારો સ્વર હોવાપણું. સુંદર વક્તૃત્વ શક્તિ **सज्जनत्वं** સૌજન્ય **किं** શું શું ? **ब्रूमः** કહીએ **फलपरिणति** ફળપરિપાક, ફળપ્રાપ્તિ. **कल्पद्रुम** ઇચ્છિત ફળ આપનાર કલ્પવૃક્ષ.

સ્ર. ૫ જ્યારે મહાભયંકર દશા પોતાનું ફળ આપવા તૈયાર થાય–તેવો વખત આવી પડે, જ્યારે પિતા, ભાઈ, માતા કે પુત્ર પણ નુકસાન કરવા તૈયાર થઇ જાય–સામા થઇ બેસે, જ્યારે આખું લશ્કર પણ ગરીબ–રાંકડુ બની જાય, જ્યારે ધનુષ્ય ધારણ કરવાવાળું ભુજાનું બળ પણ દગો દે–નિષ્ફળ થઈ જાય, તેવા આકરા કસોટીના વખતે એ સારી રીતે બખ્તર ધારણ કરેલ સજ્જન ધર્મ આખી દુનિયાનું રક્ષણ કરવા સન્નદ્ધબદ્ધ થઇ જાય છે–બનતો ઉદ્યમ કરવા તૈયાર રહે છે.

ધ. ૬ જે (ધર્મ) ના પ્રસાદથી સ્થાવર અને જંગમ વસ્તુઓથી યુક્ત ત્રણે લોક (સ્વર્ગ, મર્ત્ય અને પાતાળ) વિજયવંત વર્તે છે, જે પ્રાણીઓને આ ભવ પરભવમાં હિત કરનાર હોઇ સર્વ કાર્યોની સિદ્ધિને આપનાર થાય છે અને જે ધર્મે પોતાના પ્રભાવની શક્તિથી અનેક અનર્થોની પીડાઓને નિષ્ફળ બનાવેલ છે તે મહા કરુણામય ધર્મવૈભવને મારો ભક્તિપૂર્વક નમસ્કાર હો.

છ. ૭ ધર્મકલ્પવૃક્ષની ફળશ્રેણિ–વિશિષ્ટ પરિપાક (સાંભળો) એકછત્ર મહાન રાજ્ય, અતિ સૌભાગ્યશીલ પ્રેમાળ પત્ની, દીકરાના દીકરા (પૌત્રો), જનપ્રિય રૂપ, સુંદર કાવ્ય કરવાનું ચાતુર્ય, અસાધારણ સુંદર સ્વર (વક્તૃત્વ), નિરોગીપણું, ગુણની પીછાન, સજ્જનત્વ, સુંદર મતિ........આવાં આવાં કેટલાં કેટલાં કહીએ, કોને કોને ગણાવીએ ?

## गेयाष्टक

(ध्रुवपदं)

पालय पालय रे पालय मां जिनधर्म !
मंगलकमलाकेलिनिकेतन, करुणाकेतन धीर ।
शिवसुखसाधन भवभयबाधन जगदाधार गंभीर ॥
पालय पालय रे०

सिञ्चति पयसा जलधरपटली, भूतलममृतमयेन ।
सूर्याचन्द्रमसावुदयेते, तव महिमातिशयेन ॥ पालय० १

निरालम्बमियमसदाधारा, तिष्ठति वसुधा येन ।
तं विश्वस्थितिमूलस्तम्भं, तं सेवे विनयेन ॥ पालय० २

दानशीलशुभभावतपोमुख-चरितार्थीकृतलोकः ।
शरणस्मरणकृतामिह भविनां, दूरीकृतभयशोकः ॥ पालय० ३

---

રાગ'—આ ભાવનાનો લય બહુ સુંદર છે. 'મોહન મુજરો લેજો રાજ, તુમ સેવામાં રહીશું' એ સ્તવનનો રાગ બરાબર ચાલશે માત્ર પાલય પાલય રે એ પદ બોલતા જરા ઝોક ફેરવવો પડશે. બહુ મજા આવે એવો લય છે.

(ધ્રુવપદ.) અહો તીર્થંકર મહારાજે બતાવેલ ધર્મ ! તું અનેક મંગળ લક્ષ્મીનું ક્રીડાસ્થાન છે. તું કરુણા લક્ષણ (સ્વરૂપ) છે. તું મહાધીરજવાન-સ્થિરસ્વરૂપી છે, તું મોક્ષસુખનું સાધન કરી આપનાર છે, તું સંસારના અનેક ભયોનું નિવારણ કરનાર છે, તું જગતનો આધાર છે, તું મહાગંભીર-અગાધ સાગર છે, એવા હે જૈનધર્મ ! મારો ઉદ્ધાર કર, મારો ઉદ્ધાર કર ! મને બચાવ ! મને બચાવ !

૧. હે ધર્મ ! તારા મહિમાના પ્રભાવથી આકાશમાં ચડેલાં વાદળાં પૃથ્વીતળને અમૃતમય જળથી સિંચી દે છે અને સૂર્ય-ચંદ્ર ઊગે છે.

૨. (તારા મહિમાથી) કોઇપણ પ્રકારના આધાર વગરની આ પૃથ્વી ટેકા વગર ટકી રહી છે-આવો વિશ્વની સ્થિતિનો મૂળ સ્થંભ જે ધર્મ તેને વિનય (નમસ્કાર) પૂર્વક હું સેવું છું.

૩. જે ભવ્ય પ્રાણીઓ એનું શરણ કરે અથવા સ્મરણ કરે તે ભવ્ય પ્રાણીઓને દાન, શીલ, શુભ ભાવ અને તપ એ ચાર સુખ વડે જેણે કૃતાર્થ કર્યા છે અને જેણે ભય અને શોકને દૂર કરી નાખ્યા છે (એવો તે ધર્મ છે).

क्षमासत्यसन्तोषदयादिक-सुभगसकलपरिवारः ।
देवासुरनरपूजितशासन-कृतबहुभवपरिहारः ॥पालय०

बन्धुरबन्धुजनस्य दिवानिश-मसहायस्य सहायः ।
भ्राम्यति भीमे भवगहनेऽङ्गी, त्वां बान्धवमपहाय ॥पालय०

द्रङ्गति गहन जलति कृशानुः, स्थलति जलधिरचिरेण ।
तव कृपयाखिलकामितसिद्धि-र्बहुना किंनु परेण? ॥पालय०

इह यच्छसि सुखमुदितदशाङ्गं, प्रेत्येन्द्रादिपदानि ।
क्रमतो ज्ञानादीनि च वितरसि, निःश्रेयससुखदानि ॥पा०

सर्वतन्त्रनवनीत सनातन, सिद्धिसदनसोपान ।
जय जय जिनयशतां मतिलम्भित-शान्तसुधारसपान ॥पा०

---

ધ્રુવપદઃ—અને પંક્તિમાં કું। સંબોધનો છે मगल મહોત્સ
મંગલિક कमला લક્ષ્મી केलि સુખ નિવાસ. निकेतन ઘર, રથા
केतन લક્ષણ, રસરૂપ धीर સ્થિરભાવી बाधन નિવારણ

૪. એ ધર્મનો ક્ષમા, સત્ય, સંતોષ, દયા વિગેરે આખો પરિવાર નસીબદાર છે. હે ધર્મ ! તારું **શાસન** દેવતાઓ અસુરો અને મનુષ્યોથી પૂજિત છે. એ ધર્મ અનેક ભવપરંપરાનો નાશ કરે છે. એવા હે ધર્મ ! મારો ઉદ્ધાર કર.

૫. (હે ધર્મ !) તું સગાસબંધી–પરિવાર વગરનાનો ખરો બાંધવ છે અને સહાય વગરના–આશરા વગરનાનો રાત-દિવસ આશરો છે. (નોધારાનો આધાર છે) તારી સરખા બંધુને તજી દઇને પ્રાણી ભયંકર સંસાર વનમાં ભૂલાં પડી ભટકે છે.

૬. હે ધર્મ ! તારી કૃપાથી મહાભયંકર જંગલો હોય છે તે નગર થઇ જાય છે, અગ્નિ હોય છે તે પાણી થઇ જાય છે. મોટો દરિયો હોય ત્યાં એક સપાટામાં જમીન થઇ જાય છે અને (તારી કૃપાથી) સર્વ મનકામનાની સિદ્ધિ થાય છે, તેથી બીજા ઘણાઓનું મારે શું કામ છે ! હે ધર્મ ! તું એક જ મારું રક્ષણ કર–રક્ષણ કર.

૭. આ ભવમાં તું દશે પ્રકારનું વૃદ્ધિ પામતું સુખ આપે છે, પરભવમાં ઇન્દ્ર વિગેરે મહાન્ પદો આપે છે અને અનુક્રમે મોક્ષના સુખને આપનારા જ્ઞાનાદિકને પણ આપે છે.

૮. (ધર્મ) સર્વ તંત્રોનું નવનીત-માખણ ! શુદ્ધ સનાતન મુક્તિમંદિરે ચઢવાના દાદર ! વિનયવાન પુરુષોને પ્રાપ્ત થતા શાંત અમૃતના પાન ! હે ધર્મ ! તારો જય હો ! જય હો ! હે ધર્મ ! મારો ઉદ્ધાર કર–મને પાળ, પાળ.

નોટઃ—

१. जलधर વાદળાં. पटली મંડળી. भूतल પૃથ્વીમંડળ. अतिशय પ્રભાવ.

२. असराधारा આધાર વગરની निरालयं ટેકા વગર. ( क्रि. वि. ) विनय नमन, પ્રણુતિ.

३. चरितार्थीकृत કૃતાર્થીકૃત. शरण રક્ષણ सरण યાદ, સંભારવું તે.

४. सुभग સારો, નમીનદાર, ભાગ્યશાળી शासन આ સંબોધન છે. भव ચક્રભ્રમણ, ફેરો. परिहार અભાવ, નાશ.

५. बन्धु ભાઇ, સગો, સ્નેહી. भ्राम्यति રખડે છે, ભટકે છે, अङ्गी પ્રાણી.

६. नगति-नगरायते નગર થઇ જાય છે. जलति પાણી થઇ જાય છે. कृशानुः અગ્નિ स्थलति સ્થળ થઇ જાય છે, જમીન થઇ જાય છે. कामित ઇચ્છિત, ઇચ્છેલ વસ્તુઓની. बहुना બીજા ઘણા ( જરા આક્ષેપથી કહેવાનું છે તેથી ) परेण પારકાઓ વડે. ( સમુચ્ચયાર્થે એકવચન )

७. उदित વધતા જતા, વધારે વધારે મમતા. दशांग સુખના દશ અંગો છે. ધન, આરોગ્ય, ઇંદ્રિયોની અવિકળતા વગેરે. प्रेत्य પરભવે, જન્માતરે. क्रमतः આગળ જતા In due course वितरति તુ આપે છે. सुखद સુખ આપનાર.

८. तंत्र વ્યવહારશાસ્ત્ર, ગોઠવણુ, नवनीत માખણુ, સાર सनातन ત્રણુ કાળ સ્થાયી, અવિનાશી सदन મંદિર. सोपान પગથિયા દાદરો. प्रतिलंभित પ્રાપ્ત થતો, પ્રાપ્ત કરેલો.

ક. ૧. આ ભાવનામાં આપણે બહુ સુંદર પ્રદેશમાં
કરીએ છીએ. આ પ્રાણીના સર્વ કૃત્યોને નિયમિત રા
મર્યાદામાં રાખનાર અને સંયમિત રાખનાર ધર્મ
વિષય એટલો વિશાળ છે કે એના ઉપર ગમે તેટલું લ
આવે તે ઓછું જ પડે. 'ધર્મ' શબ્દના અનેક અર્થ થ
તે પર વિશેષ વિવેચન આગળ થશે.

આ જીવનમાં ચાર પુરુષાર્થ પ્રાણીએ સાધવાના છે
તે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ છે. 'ધર્મ'માં સ
વ્યવહાર દ્રષ્ટિએ ક્રિયાકલાપનો સમાવેશ થાય છે અ
માર્થ દ્રષ્ટિએ આત્મસન્મુખતાનો સમાવેશ થાય છે. '
એટલે ધન. પૈસાની પ્રાપ્તિ. 'કામ' એટલે ઇંદ્રિયના
પભોગની સેવના અને 'મોક્ષ' એટલે અજરામર સ્થાનની
એમાં મોક્ષ તો સાધ્યભાવના આદર્શમાં રાખવાનું
અર્થ તથા કામ એવી રીતે સાધવા ઘટે કે તેનો ધર્મ
વિરોધ ન થાય. આ જરા મુશ્કેલ છે પણ જરૂરી કર્ત
છે, એની ચાવીઓ આ ભાવનામાં પ્રાપ્તવ્ય છે. આનો
ભાવનાને અંતે કરવાનું રાખીએ, અને લેખકશ્રીનો ભા
વિચાર કરતાં એ સાપેક્ષ નજર ધ્યાનમાં રાખીએ.

સર્વ જીવો તરફ બંધુભાવ રાખનાર શ્રી તીર્થ
ધર્મ ચાર પ્રકારનો બતાવ્યો છે. સર્વ જીવને સંસારપ
ઉપાધિમાંથી મૂકાવવાની તીવ્ર ભાવના થાય ત્યારે જ
તીર્થંકર થવા યોગ્ય કર્મ ઉપાર્જન કરે છે. એટલે એન

બંધુભાવ વૃત્તિ સમજી શકાય તેવી અને સુવિખ્યાત છે. એમણે જે ચાર પ્રકારનો ધર્મ બતાવ્યો છે તે નીચે પ્રમાણે છેઃ—

(૧) દાન. પોતાની વસ્તુઓ, પોતાનું ધન બીજાને આપવું, આપવામાં પૂર્ણ પ્રેમભાવ રાખવો, પોતાની શક્તિ જોઈને આપવું અને જે વ્યક્તિને કે સંસ્થાને આપવાનું હોય તેની યોગ્યતા જોઈને આપવું. ચિત્ત, વિત્ત અને પાત્ર આ ત્રણે બાબતો દાનને અંગે વિચારવાની હોય છે. દાનમાં મૂર્છાનો ત્યાગ રહેલો છે અને ત્યાગધર્મની શરૂઆત દાનથી થાય છે. દેશત્યાગ અને સર્વત્યાગની પ્રથમ ભૂમિકા દાનથી શરૂ થાય છે. દાન આપનારનો પ્રેમ કેવો છે, એના હૃદયમાં કઇ ભાવના વર્તે છે અને તેનો ધનાદિ પર મૂર્છાભાવ કેટલો ઓછો થયો છે તેના પ્રમાણમાં તેને ફળ બેસે છે. દાનની રકમ સ્વસંપત્તિ ઉપર આધાર રાખે છે. કરોડાધિપતિ લાખો આપી શકે અને સામાન્ય સ્થિતિનો માણસ બે આના આપે. આપતી વખતે તેના માનસિક પરિણામ કેવા વર્તે છે તે પર દાનની વિશિષ્ટતા અંકાય છે. દાન શબ્દની સાથે ધન સંપત્તિ પ્રથમ યાદ આવે છે. છતાં એના દાન કરતાં પણ અભયદાનની કિંમત વધારે છે. કોઈ જીવને બચાવવો, છોડાવવો, મૃત્યુમાંથી ઉગારવો એ વધારે મહત્વનુ દાન છે. પ્રાણી ધન કરતાં પણ જીવને સ્વાભાવિક રીતે જ વધારે અગત્ય આપે છે. કેટલાક કીર્તિ ખાતર પૈસા આપે છે તેને કીર્તિદાન કહેવામાં આવે છે. એના બદલામાં કીર્તિ મળે છે, પણ ત્યાં પૂર્ણવિરામ થઇ જાય છે. નિઃસ્વાર્થભાવે, પ્રેમપૂર્વક, પોતાની ફરજ સમજી, વિવેકને આગળ કરી જે દાન અપાય તેનો મહિમા વિશેષ છે.

દાનના અનેક પ્રકારનો વિચાર અનેક ગ્રંથોમાં બતાવ્યો છે તે સર્વ આદરણીય છે. એમાં જેટલે અંશે પોતાની જાતને ભૂલાય, ફરજના ખ્યાલથી ગુપ્ત દાન દેવાય અથવા પ્રસિદ્ધિનો મોહ ઓછો થાય તેટલે અંશે લાભ વધારે છે. દાન આપવાની ભાવના તો સર્વ પ્રકારે ઇષ્ટ છે.

**( ૨ ) શીલ. (બ્રહ્મચર્ય.)** દેશથી અથવા સર્વથી. દેશથી એટલે સ્વદારાસંતોષ. સામાન્ય કર્તવ્યપરાયણ માણસ પણ પરસ્ત્રી તરફ રાગથી જુએ નહિ. પરસ્ત્રી એટલે પારકાની સ્ત્રી એટલું જ નહી પણ તેમાં કુમારિકા, વિધવા, વેશ્યા, ગુણિકા આદિ સર્વનો સમાવેશ થાય છે. એમાં તિર્યંચ સાથેના વિષયનો પણ સમાવેશ થાય છે. પરણેલો માણસ અન્ય સ્ત્રીનો વિચાર કરે તો તે પોતાની સ્ત્રીને અન્યાય જ આપે છે. આખા વ્યવહારને અનુરૂપ સ્વદારાસંતોષ વૃત્તિ જરૂર કેળવવા યોગ્ય છે. અપરણીત કે વિધુરને સર્વથા બ્રહ્મચર્ય રાખવાનું છે.

બ્રહ્મચર્ય પાળવા માટે કેટલીક ઉપયોગી સૂચનાઓ અનુભવીઓએ કરી છે, તેને શિયળની નવ વાડો કહેવામાં આવે છે. ૧. સ્ત્રી; પશુ ને નપુંશકવાળી વસ્તીમાં વાસ ન કરવો. ૨. સ્ત્રી સંબંધી કથા ન કરવી. ૩. સ્ત્રી જે આસન પર બેઠી હોય ત્યાં બે ઘડી સુધી બેસવું નહિ. ૪. સ્ત્રીઓનાં અંગોપાંગ નીરખી નીરખીને જોવા નહિ. ૫. જ્યાં બાજુના ઓરડામાં વિલાસ થતો હોય ત્યાં સૂવું-રહેવું નહિ. ૬. પૂર્વે ભોગવેલ ભોગો કે કરેલ ક્રીડાઓ સંભારવાં નહિ. ૭. અતિ વીર્યવર્ધક (પૌષ્ટિક) ખોરાક લેવો નહિ. ૮. પેટ ભરીને-ચાંપીને જમવું નહિ. ૯. શરીરની શોભા-વિભૂષા કરવી નહિ. આ સૂચનાઓ બ્રહ્મચર્ય-રક્ષા માટે

છે. પોતાની સ્ત્રી સાથે વિષયસેવનમાં પણ બનતો સંયમ રાખવો બ્રહ્મચર્ય વ્રત ઉપર યોગની પ્રગતિનો આધાર છે અને આત્મ વિકાસમાં એ ઘણો અગત્યનો ભાગ ભજવે છે એ લક્ષ્યમાં રાખવું સ્ત્રી એટલે સંસાર એ ખ્યાલમાં રાખવું. આત્મિક પ્રગતિ ઇચ્છનારે બ્રહ્મચર્યને-શિયળને અતિ મહત્વનું અંગ ગણવાનું છે

સ્ત્રીઓએ આ સર્વ હકીકત પુરુષોને અંગે ઘટતા ફેરફાર સાથે સમજી લેવાની છે. સ્ત્રીનુ ધૈર્ય વિશેષ બળવાન ગણાય છે. એ ધારે તો પોતાની જાત ઉપર પુરુષ કરતાં વધારે કાબૂ રાખી શકે સતી સ્ત્રીઓનાં નામો પ્રભાતમાં લેવાય છે તે તેમના સતીત્વને અંગે, એકનિષ્ઠાયુક્ત પતિસેવાને અંગે અને શિયળવ્રત તથા સદાચારને અંગે છે, એ ધ્યાનમાં રાખવું. કલાવતી, મયણાસુંદરી સીતા, અંજના સુંદરી આદિ સતીના સુવિખ્યાત ચારિત્રોમાં શિયલનો જ મહિમા ભર્યો છે. આ ધર્મનો બીજો પાયો છે.

( ૩ ) તપ—ધર્મનો ત્રીજો પ્રકાર તપ છે. નવમી નિર્જરા ભાવનામાં આપણે એના બાહ્ય તેમજ અભ્યંતરભેદો વિચારી ગયા છીએ. પ્રત્યેકના છ છ ભેદો સમજ્યા અને તેના પર વિસ્તારથી વિચારણા કરી (જુઓ પ્રથમ ભાગનો પૂર્વ પરિચય) અત્ર ફરી તે પર ચર્ચા કરવાની આવશ્યક્તા રહેતી નથી. દાનથી ધર્મની શરૂઆત થાય, ધન વસ્તુ પરની મૂર્છા છૂટતી જાય, પછી શિયળથી શરીર પર અંકુશ આવતો જાય, ધીમે ધીમે ખૂબ પ્રગતિ થતી જાય; તપથી ઇષ્ટ સર્વ પ્રાપ્ત થાય છે અને જેમ જેમ આત્મસ્વરૂપનું સાચું ભાન થતું જાય તેમ તેમ પર-વસ્તુ પર રાગ ઘટતો જાય છે. એની શરૂઆત સામાન્ય બાહ્ય ત્યાગથી થાય છે, મર્યાદાથી શરૂ થાય છે અને એવી રીતે

નિયમિતપણું આવતા ધીમે ધીમે શરીર પર અને મન પર કાબૂ વધતો જાય છે. છેવટે સર્વત્યાગ કરતાં શરીર પરની માયા પણ છૂટી જાય છે. તપ કર્મને તપાવનાર હોઇ ધર્મમાર્ગમાં બહુ અગત્યનો ભાગ ભજવે છે.

અનેક મહાપુરુષો રાજ્ય છોડી જંગલ સેવે છે અને શરીરને દમે છે તે કાંઇ મનસ્વી કે તરંગીપણાનું પરિણામ નથી; પણ સ્પષ્ટ દૃષ્ટિથી કરેલા અવલોકનને પરિણામે પ્રાપ્ત થયેલ વિશાળ દૃષ્ટિ છે. તપનો આશ્રય કરવાથી એ ગુણનો ખ્યાલ આવે તેમ છે. તપનો મહિમા સવિસ્તર અગાઉ વર્ણવ્યો છે ત્યાંથી સમજી લેવો.

( ૪ ) **ભાવ**—ધર્મનો ચોથો પ્રકાર ભાવ છે. આમાં આંતરવૃત્તિઓનો-શુભ અધ્યવસાયનો સમાવેશ થાય છે દાનની શોભા, શિયળની મહત્તા, તપની આકર્ષકતા ભાવ પર ખૂબ આધાર રાખે છે. ભોજનમાં જે સ્થાન મીઠાનું-લવણ (નીમક)નું છે તે સ્થાન ધર્મસામ્રાજ્યમાં ભાવનું છે. મીઠા વગર ગમે તેટલી મોંઘી કે પ્રચુર દ્રવ્યવાળી ચીજો મીઠાશ આપતી નથી તેમ ભાવ વગર સર્વ ધર્મવ્યવહાર ઉપર ઉપરનો ક્ષણિક અને બાહ્ય રહે છે. નાના બાળકને અંતરના ઉમળકાથી બોલાવાય તો જ તેને આકર્ષણ થાય છે. ભાવ-હૃદયનો પ્રેમ-અંતરની ઊર્મિ-એ બહુ ઉપયોગી બાબત છે. ભાવની નિર્મળતા ઉપર કર્મબંધન ને કર્મક્ષયનો તેમજ પ્રગતિ આદિનો આધાર રહે છે.

આ દાન, શીલ, તપ, ભાવ પર વિસ્તારથી ઉલ્લેખ કરતાં પુસ્તકો ભરાય તેમ છે. પ્રત્યેકના દ્રષ્ટાંતો પણ અનેક છે. અહીં

છે. પોતાની સ્ત્રી સાથે વિષયસેવનમાં પણ બનતો સંયમ રાખવો. બ્રહ્મચર્ય વ્રત ઉપર યોગની પ્રગતિનો આધાર છે અને આત્મવિકાસમાં એ ઘણો અગત્યનો ભાગ ભજવે છે એ લક્ષ્યમાં રાખવું. સ્ત્રી એટલે સંસાર એ ખ્યાલમાં રાખવું. આત્મિક પ્રગતિ ઇચ્છનારે બ્રહ્મચર્યને–શિયળને અતિ મહત્વનું અંગ ગણવાનું છે.

સ્ત્રીઓએ આ સર્વ હકીકત પુરુષોને અંગે ઘટતા ફેરફાર સાથે સમજી લેવાની છે. સ્ત્રીનુ ધૈર્ય વિશેષ બળવાન ગણાય છે. એ ધારે તો પોતાની જાત ઉપર પુરુષ કરતાં વધારે કાબૂ રાખી શકે. સતી સ્ત્રીઓનાં નામો પ્રભાતમાં લેવાય છે તે તેમના સતીત્વને અંગે, એકનિષ્ઠાયુક્ત પતિસેવાને અંગે અને શિયળવ્રત તથા સદાચારને અંગે છે, એ ધ્યાનમાં રાખવું. કલાવતી, મયણાસુંદરી, સીતા, અંજના સુંદરી આદિ સતીના સુવિખ્યાત ચારિત્રોમાં શિયલનો જ મહિમા ભર્યો છે. આ ધર્મનો બીજો પાયો છે.

( ૩ ) તપ—ધર્મનો ત્રીજો પ્રકાર તપ છે. નવમી નિર્જરા ભાવનામાં આપણે એના બાહ્ય તેમજ અભ્યંતરભેદો વિચારી ગયા છીએ. પ્રત્યેકના છ છ ભેદો સમજ્યા અને તેના પર વિસ્તારથી વિચારણા કરી (જુઓ પ્રથમ ભાગનો પૂર્વ પરિચય). અત્ર ફરી તે પર ચર્ચા કરવાની આવશ્યક્તા રહેતી નથી. દાનથી ધર્મની શરૂઆત થાય, ધન વસ્તુ પરની મૂર્છા છૂટતી જાય, પછી શિયળથી શરીર પર અંકુશ આવતો જાય, ધીમે ધીમે ખૂબ પ્રગતિ થતી જાય; તપથી ઇષ્ટ સર્વ પ્રાપ્ત થાય છે અને જેમ જેમ આત્મસ્વરૂપનું સાચું ભાન થતું જાય તેમ તેમ પરવસ્તુ પર રાગ ઘટતો જાય છે. એની શરૂઆત સામાન્ય બાહ્ય ત્યાગથી થાય છે, મર્યાદાથી શરૂ થાય છે અને એવી રીતે

નિયમિતપણું આવતા ધીમે ધીમે શરીર પર અને મન પર કાબૂ વધતો જાય છે. છેવટે સર્વત્યાગ કરતાં શરીર પરની માયા પણ છૂટી જાય છે. તપ કર્મને તપાવનાર હોઇ ધર્મમાર્ગમાં બહુ અગત્યનો ભાગ ભજવે છે.

અનેક મહાપુરુષો રાજ્ય છોડી જંગલ સેવે છે અને શરીરને દમે છે તે કાંઇ મનસ્વી કે તરંગીપણાનું પરિણામ નથી; પણ સ્પષ્ટ દૃષ્ટિથી કરેલા અવલોકનને પરિણામે પ્રાપ્ત થયેલ વિશાળ દૃષ્ટિ છે. તપનો આશ્રય કરવાથી એ ગુણનો ખ્યાલ આવે તેમ છે. તપનો મહિમા સવિસ્તર અગાઉ વર્ણવ્યો છે ત્યાંથી સમજી લેવો.

( ૪ ) **ભાવ**—ધર્મનો ચોથો પ્રકાર ભાવ છે. આમાં આંતરવૃત્તિઓનો-શુભ અધ્યવસાયનો સમાવેશ થાય છે દાનની શોભા, શિયળની મહત્તા, તપની આકર્ષકતા ભાવ પર ખૂબ આધાર રાખે છે. ભોજનમાં જે સ્થાન મીઠાનું-લવણ (નીમક)નું છે તે સ્થાન ધર્મસામ્રાજ્યમાં ભાવનું છે. મીઠા વગર ગમે તેટલી મોંઘી કે પ્રચુર દ્રવ્યવાળી ચીજો મીઠાશ આપતી નથી તેમ ભાવ વગર સર્વ ધર્મવ્યવહાર ઉપર ઉપરનો ક્ષણિક અને બાહ્ય રહે છે. નાના બાળકને અંતરના ઉમળકાથી બોલાવાય તો જ તેને આકર્ષણ થાય છે. ભાવ-હૃદયનો પ્રેમ-અંતરની ઊર્મિ-એ બહુ ઉપયોગી બાબત છે. ભાવની નિર્મળતા ઉપર કર્મબંધન ને કર્મક્ષયનો તેમજ પ્રગતિ આદિનો આધાર રહે છે.

આ દાન, શીલ, તપ, ભાવ પર વિસ્તારથી ઉલ્લેખ કરતાં પુસ્તકો ભરાય તેમ છે. પ્રત્યેકના દૃષ્ટાંતો પણ અનેક છે. અહીં

મને એ સર્વનો સંચય કરનાર એક સજ્ઝાય યાદ આવે છે તે
લખી આ અતિ ઉપયોગી આકર્ષક વિષય છોડી દઈએ.
સ્વાધ્યાય નીચે પ્રમાણે છે.

રે જીવ ! જિન ધર્મ કીજિયે, ધર્મના ચાર પ્રકાર;
દાન શિયળ તપ ભાવના, જગમાં એટલું સાર. રે જીવ ! ૧
વરસ દિવસને પારણે, આદીશ્વર સુખકાર;
શેલડી રસ વહોરાવીઓ, શ્રી શ્રેયાંસકુમાર. રે જીવ ! ૨
ચંપાદ્વાર ઉઘાડવા, ચારણીએ કાઢ્યાં નીર;
સતી સુભદ્રાએ જસ લહ્યો, શિયળે સુરનર ધીર. રે જીવ ! ૩
તપ કરી કાયા શોષવી, સરસ વિરસ આહાર;
વીર જિણંદ વખાણીઓ, ધન ધન્નો અણગાર. રે જીવ ! ૪
અનિત્ય ભાવના ભાવતાં, ધરતાં ધરમનું ધ્યાન;
ભરત આરિસાભુવનમાં, પામ્યા કેવળજ્ઞાન. રે જીવ ! ૫
ધર્મવૃક્ષ સુરતરુ સમો, જેહની શીતળ છાંય;
સમયસુંદર કહે સેવતાં, મનવાંછિત ફળ થાય. રે જીવ ! ૬

(મારા સ્મરણમાં છે તે તે પ્રમાણે આ લખેલ છે. એમાંના પ્રત્યેક ઉદાહરણ વિચારી દાન, શિયળ, તપ અને ભાવને ઓળખવાની આવશ્યકતા છે. એ સર્વનું વિવેચન અત્રે કરવું સ્થળની નજરે શક્ય નથી. સર્વ કોઇએ આ ચારે પ્રકારને ખૂબ સમજવા-વિચારવા યોગ્ય છે અને માત્ર વિચારીને ન અટકતાં તેનો સત્વર અમલ કર્તવ્ય છે.

આવી રીતે ચાર પ્રકારનો ધર્મ શ્રી વીતરાગ દેવે જગતનાં જીવોના હિતને માટે બતાવ્યો છે. એ ચાર પ્રકારમાં વિશિષ્ટતા એ છે કે એ ધનવાન કે ગરીબ; બાળ કે વૃદ્ધ; સશક્ત કે

અશક્ત; ભણેલ કે અભણ સર્વ કોઈ આચરી શકે છે અને પોતાની શક્તિ, સ્ફુર્તિ અને વિવેકશક્તિ અનુસાર ફળ પ્રાપ્ત કરી શકે છે. એ ચારે પ્રકારોમાં બાહ્ય અને અંતરભાવ છે તે સમજવા યોગ્ય છે.

આવા પ્રકારનો ધર્મ મારા મનમાં નિરંતર રમો. આ ધર્મ ભાવના છે. 'નિરંતર' કહેવાનો હેતુ એ છે કે ધર્મભાવનાનો અભ્યાસ સતત કરવાની આવશ્યકતા છે. એમાં આંતરો કદી પણ પડવો ન જોઇએ. અભ્યાસ એ રીતે જ થાય છે. પાતંજલ યોગસૂત્ર (૧-૧૪)માં કહ્યું છે કે દીર્ઘકાળ સુધી આંતરા વગર અને સત્કારપૂર્વક એને સેવ્યો હોય તો **અભ્યાસ** પાકો જામી જાય છે. ભૂમિ દૃઢ થાય છે. એમાં સત્કારને અંગે તપ, બ્રહ્મચર્ય, વિદ્યા અને શ્રદ્ધા એ ચારેની ઉપયુક્તતા બતાવી છે. આવી રીતે નિરંતર અભ્યાસ પાડવાથી એની જમાવટ પાકી થાય છે. હવે આવી રીતે ભૂમિકાને દૃઢ કરીને તેમાં શ્રદ્ધા અને પ્રેમપૂર્વક દાન, શિયળ, તપ અને ભાવને સ્થાપન કરીને ભાવનામાં આગળ વધીએ.

અહીં જે ધર્મના ચાર પ્રકાર બતાવવામાં આવ્યા છે તે અતિ સુંદર છે. હવે પછી જે વિશિષ્ટ ધર્મો જોઇશુ તેનું મૂળ આમાં હોવાથી અતિ આવશ્યક છે. એની ખૂબી એ છે કે એ સર્વ ભૂમિકામાં રહેલ પ્રાણીને ઉપકારી થઇ શકે છે. આપણે ધર્મનો અનેક દૃષ્ટિએ વિચાર કરવાનો છે તે પૈકી આ એક દિશા થઈ

આની સાથે આપણે માર્ગાનુસારીના ગુણો વિચારી શકીએ દેશવિરતિ શ્રાવકના ગુણો વિચારી શકીએ, એને માટે આપણે યોગશાસ્ત્ર (શ્રીમાન્ હેમચંદ્રાચાર્યપ્રણીત)નો હવાલો આપીએ

એ પણ અતિ ઉપયોગી ધર્મતત્ત્વ છે. તેમાં પ્રથમના ચાર પ્રકારો તો પ્રત્યેક મુમુક્ષુએ ખાસ વિચારવા-આદરવા યોગ્ય છે.

શ્રાવકનાં ગુણને સમજવા માટે 'ધર્મરત્નગ્રંથ' પણ એટલો જ સુંદર છે અને એની કથાઓ પણ હૃદયંગમ છે. તે મુદ્રિત હોઈ સુલભ્ય છે. આ અતિ આવશ્યક વિભાગ પરથી આગળ ચાલીએ.

ત્ર ૨. લોકોત્તર ધર્મના બે પ્રકાર છે: શ્રુતધર્મ અને ચારિત્ર-ધર્મ. દશવૈકાલિક સૂત્રની ટીકામાં આ. શ્રી હરિભદ્રસૂરિજી ધર્મના આવા બે પ્રકાર પાડીને કહે છે કે દ્વાદશાંગી-મૂળ આગમ એ શ્રુતધર્મ છે. સ્વાધ્યાય વાચના વિગેરે તત્ત્વચિંતવના કરવી એ ધર્મનું કારણ હોવાથી એ પ્રથમ લોકોત્તર ધર્મ છે અને બીજો પ્રકાર ચારિત્રધર્મ છે. કર્મક્ષય માટે જે આચરણ કરવું તે ચારિત્રધર્મ. એ શ્રમણધર્મ છે. શ્રમણ ન હોય તેને પણ સમજવા યોગ્ય તેમજ આચરવા યોગ્ય છે. એના પર વિવેચન સંવર ભાવના (આઠમું પ્રકરણ)ના પૂર્વપરિચયમાં કર્યું છે. અત્ર તેનાં નામો બતાવ્યાં છે તે ફરી વાર વિચારી જઈએ. ખૂબ મનન કરવા યોગ્ય એ ધર્મો છે, અને એની વિશિષ્ટતા એ છે કે ખ્રીસ્તી ધર્મની દશ આજ્ઞા એ ધર્મમાં જે પ્રમાણે અગત્યનું સ્થાન ધરાવે છે તે પ્રમાણે લોકોત્તર ધર્મમાં દશ ધર્મોનું અતિ અગત્યનું સ્થાન છે. સંક્ષેપમાં તે નીચે પ્રમાણે છેઃ—

(૧) **સત્ય**—સાચું બોલવું એ સાતમો સત્યધર્મ છે.

(૨) **ક્ષમા**—ક્રોધ-ત્યાગ તે પ્રથમ ક્ષાંતિ-ક્ષમાધર્મ છે.

(૩) **માર્દવ**—અભિમાન-ત્યાગ એ બીજો માર્દવધર્મ છે.

(૪) **શૌચ**—બાહ્ય અભ્યંતર પવિત્રતા, જીવઅદત્ત, સ્વામી-

અદત્ત, ગુરુઅદત્ત, તીર્થંકરઅદત્તનો ત્યાગ. એ આઠમો શૌચ-ધર્મ છે.

(૫) **સંગત્યાગ**—સર્વ ધનાદિક સંચય સંયોગત્યાગ. એ નવમો અકિંચનત્વધર્મ છે

(૬) **આર્જવ**—માયાત્યાગ, દંભત્યાગ. એ ત્રીજો આર્જવ-ધર્મ છે.

(૭) **બ્રહ્મ**—શીલવ્રત. બ્રહ્મચર્ય એ દશમો બ્રહ્મધર્મ છે.

(૮) **વિમુક્તિ**—લોભત્યાગ, સંતોષધારણ. એ ચોથો મુક્તિધર્મ છે.

(૯) **સંયમ**—ષડજીવનિકાયસંરક્ષણવ્યાપાર. એ છઠ્ઠો સંયમધર્મ છે.

(૧૦) **તપ**—બાહ્ય, અભ્યંતર તપ. એ પાંચમો તપ-ધર્મ છે.

એનો અનુક્રમ સંવર ભાવનામાં બતાવ્યો છે તે જ છે. અહીં કવિતાનો અનુપ્રાસ મેળવવા એના સંખ્યાસ્થાનમાં ફેર-ફાર કર્યો જણાય છે. એને યાદ રાખવા નવતત્ત્વની ૨૯ મી ગાથા ઉપયોગી છે. खंती मद्दव अज्जव, मुत्ती तव संजमे अ बोधव्वं । सच्चं सोअं अकिंचणं च, वंभं च जइधम्मो ॥ એને દશ આજ્ઞાઓમાં નીચે પ્રમાણે રૂપક અપાય.

૧. ગમે તેટલા ઉશ્કેરવાના પ્રસંગમાં પણ તારે ક્ષમા રાખવી
૨. માન કોઈના રહેવાનાં નથી. તારે પણ નમ્રતા રાખવી.
૩. માયા-કપટ-દંભ છોડી તારે નિરંતર સરળતા રાખવી.
૪. વસ્તુ, ધન કે સંબંધ પર મૂર્ચ્છા ન રાખતાં સંતોષ રાખવો

૫. શરીર અને મનને કસી, તેની પાસે કસરત કરાવવી અને તેના પર અંકુશ કેળવવો.

૬. સર્વ જીવોને અભય આપવાનો વ્યાપાર કરવો અને કાય પર અંકુશ રાખવો.

૭. સત્ય, પ્રિય, હિત, મિત અને તથ્ય બોલવું અથવા મૌન રહેવું

૮. બહારથી ને અંદરથી પવિત્ર રહી પારકી ચીજને પારકી જાણવી

૯. મારાપણાની–સ્વામિત્વની બુદ્ધિનો ત્યાગ કરવો.

૧૦. વિષયવાસનામાં ન પડતાં યોગશક્તિ ખીલવવી

આ દશે ધર્મોને ખૂબ વિગતથી અનેક પ્રકારે સમજવા, વિચારવા યોગ્ય છે. એના સામાન્ય વિશેષ રૂપમાં ખૂબી એ કે એમાં પાચે વ્રતોને તથા કષાયનો અને યોગના સંવરનો સમાવેશ થઈ જાય છે. એનો સર્વથા સ્વીકાર થાય તો અતિ ઇષ્ટ છે, દેશથી અંશથી પણ અમલરૂપે સ્વીકાર ઇષ્ટ છે. એ શ્રમણ એટલે સાધુનાં ધર્મો છે એમ ધારીને સાધુ ન થયા હોય તેમણે તેને છોડી દેવાના નથી. વેશ કરતાં પણ વધારે અગત્ય વર્તનરૂપ ચારિત્રને આપવાની હોઇને એનો યથાશક્તિ સ્વીકાર સર્વ અવસ્થામા ખાસ કર્તવ્ય છે અને એમાં પ્રગતિ સાધ્યને માર્ગે લઇ જઇ અંતે સાધ્યે પહોંચાડનાર છે એ વાત લક્ષ્યમાં રાખવી.

ग. ૩. ધર્મનો એક પ્રકાર દાન, શીલ, તપ, ભાવરૂપ પ્રથમ ગાથામાં જોયો, બીજી ગાથામાં એનો ચારિત્ર વિભાગ જોયો, હવે ધર્મ એટલે વસ્તુસ્વભાવ. वत्थुसहावो धम्मो । કોઈ પણ વસ્તુનો સ્વભાવ તે તેનો ધર્મ કહેવાય છે. બરફ ઠંડી

આપે તે તેનો ધર્મ છે, પાણી તૃષાને છીપાવે તે પાણીનો ધર્મ છે, વસ્તુને ગતિ આપવાનું કામ ધર્માસ્તિકાય કરે છે તે તેનો ધર્મ છે. આવી રીતે પ્રત્યેક વસ્તુ પોતાના મૂળ સ્વભાવમાં વર્તે તે તેનો ધર્મ છે. આ દૃષ્ટિએ વિચાર કરીએ તો આત્મા પોતાના સ્વભાવમાં વર્તે તે તેનો ધર્મ છે અને સ્વભાવમાં ન વર્તતાં વિભાવમાં પડી જાય તો તેટલે અંશે તેની ધર્મચ્યુતિ થાય છે. ચેતનનો સ્વભાવ શો છે ? અને વિભાવો કયા છે ? તે પર અત્ર વિવેચન કરવું અસ્થાને છે. અત્ર ધર્મ કેમ થાય ? તેની વિચારણામાં એના સ્વભાવને સ્થાન છે તે ધ્યાનમાં રાખીએ.

મુદ્દાની વાત એ છે કે દરેક ચેતન કે અચેતન પદાર્થ પોતાના સ્વભાવમાં રહે તે તેનો ધર્મ છે. સ્વભાવ એજ ધર્મ છે, અને સ્વભાવ વિરુદ્ધ વર્તન થાય તો ધર્મનો નાશ તેટલા પ્રમાણમાં થાય છે. આ હકીકત આપણે કુદરતમાં જોઇએ તો ત્યાંથી પણ તેને અંગે અનેક દૃષ્ટાંતો મળી આવશે.

દાખલા તરીકે સૂર્યનો સ્વભાવ લોકોને પ્રકાશ આપવાનો છે. ચંદ્રનો સ્વભાવ પ્રકાશ સાથે શાંતિ આપવાનો છે. સૂર્ય એના નિયમ મુજબ દક્ષિણાયન ઉત્તરાયણના ક્રમે નિરંતર ઊગે છે અને પ્રકાશ આપવાનું કાર્ય કરે છે. તેવી જ રીતે ચાંદ્રમાસની ગણતરી પ્રમાણે ચંદ્ર ઊગે છે અને પોતાની જ્યોત્સ્નાથી જગતને શાંતિ આપે છે. એનો સ્વભાવ વિશ્વ ઉપર ઉપકાર કરવાનો છે અને એ ઉપકારકાર્ય સૂર્ય અને ચંદ્ર પોતપોતાના સ્વભાવ અનુસાર કરે છે.

વરસાદના અનેક સ્વભાવમાંનો એક સ્વભાવ જગતને શાંતિ આપવાનો છે. સખત ઉન્હાળાના તડકાથી લોકો અને આખી

પૃથ્વી બળું બળું થઇ રહી હોય છે, જ્યારે ૧૧૦, ૧૧૨ તેથી વધારે ડીગ્રી ગરમી પડતી હોય અને શરીર પર પાતળું ખાદીનું પહેરણ પણ આકરું લાગતું હોય ત્યારે કાળક્રમે પૃથ્વી ઉપર ગગનમંડળવ્યાપી વરસાદ વરસીને શાંતિ આપે છે, ગરમી દૂર કરે છે અને પૃથ્વીને ઠંડી બનાવે છે. આ પ્રમાણે કરવું એ વરસાદનો ધર્મ છે. ગરમ થયેલ પદાર્થોને અથવા લોકોને સમાશ્વાસન આપવું તે તેનો સ્વભાવ છે અને તે તેના સ્વભાવ પ્રમાણે વર્તીને તેવી રીતે પોતાની ફરજ બજાવે છે.[1]

---

[1] બીજી રીતે જોઇએ તો સૂર્ય-ચંદ્ર આ પૃથ્વી પર જ ઊગે છે અને વરસાદનો ક્રમ ઋતુ અનુસાર થાય છે તે પણ વસ્તુસ્વભાવે બને છે. એ ઉપરાંત સૂર્ય ઊગે કે વરસાદ વરસે તેમાં એના સ્વભાવ ઉપરાંત કોઇ પુણ્યપ્રકૃતિનો ઉદય કલ્પવો અશક્ય છે. એવું સમુદાય કર્મ કોઇ નથી કે જેના પ્રભાવથી સૂર્યચંદ્ર ઊગતા હોય આ ખુલાસો વિચારવા યોગ્ય છે સમુદાય કર્મ જેવી કોઇ ચીજ હોય તો પણ કર્મપ્રકૃતિની કોઇ કક્ષામાં હું તેને મૂકી શકતો નથી વસ્તુસ્વભાવ તરીકે ધર્મની વ્યાખ્યા કરતાં આ કુદરતી બનાવોનો ખુલાસો મને શક્ય લાગ્યો છે. જે નિયમ સૂર્ય ચંદ્રને લાગુ પડે છે તે જ વરસાદને લાગુ પડે છે

વ્યવહારમાં આપણે કહીએ છીએ કે 'ધર્મના પ્રભાવથી સર્વ સારા વાના થશે, વરસાદ પાણી સારા થશે ' એવું પ્રચલિત વાક્ય બોલાતું હોય તો તેને તે તરીકે સમજવું વસ્તુસ્વભાવ મને વધારે બંધબેસતો લાગે છે આ મુદ્દા ઉપર બે શ્લોકો પરિચયમાં છે અને બે અષ્ટકમાં છે તે વિચારવા યોગ્ય છે ધર્મનો અર્થ વસ્તુસ્વભાવ કરીએ તો ખુલાસો શક્ય છે, પણ આગળના શ્લોકમાં સિંહ ને દવની વાત આવશે ત્યાં તે અર્થ બંધ બેસતો થતો નથી આ ચર્ચવા યોગ્ય વિષય છે તેથી વ્યવહારુ વચન તરીકે ચલાવી લેવા યોગ્ય ગણાય

ઘ. ૪. ધર્મનો પ્રભાવ વધારે વિચારવા જેવો છે. દરિયાના ઉછાળા, એનાં તરંગો, એનાં મોજાંઓ જ્યારે જુન જુલાઈ માસમાં આવે છે ત્યારે જોયાં હોય તો મોટી સ્ટીમરોને એ વીશ પચીશ ફીટ ઊંચેથી ચઢાવી પછાડે છે. કાંઠા ઉપર એની ગર્જના સાંભળી હોય કે ઉછાળા જોયા હોય તો પ્રાણી વિચારમાં પડી જાય છે; છતાં એવો મહાન સમુદ્ર પોતાની મર્યાદા મૂકતો નથી અને આખી પૃથ્વી ઉપર પાણી ફેરવી સ્થળને બદલે જળ કરી મૂકતો નથી એ એનો સ્વભાવ છે. સમુદ્ર પોતાની મર્યાદામાં રહી કલ્લોલના વિલાસ કરે છે, પણ એનો સ્વભાવ મૂકીને એ જરા પણ આગળ વધતો નથી એ એનો સ્વભાવ છે, એ એનો ધર્મ છે. એ પોતાનો સ્વભાવ છોડી વિભાવમાં આવતો નથી.

સિંહ પ્રાણીને મારતો નથી, પવનનું વાવાઝોડું પ્રાણીને ઉડાડી મૂકતું નથી, દવ પ્રાણીને બાળી મૂકતો નથી તેમજ બીજા અનેક ઉપદ્રવો–ધરતીકંપ, પાણીના (નદીના) પૂર વિગેરે પ્રાણીને ખલાસ કરી મૂકતા નથી. એ સર્વ ધર્મનો મહિમા છે. આ છેલ્લી હકીકતમાં પ્રાણીના આયુષ્યબળને પ્રાધાન્ય આપવામાં આવ્યું હોય તો ધર્મનો પ્રભાવ બરાબર સમજાય છે. જ્યાં સુધી આયુષ્ય બળવાન હોય છે ત્યાં સુધી કુદરતના કોપો કાંઈ કરી શકતા નથી. આ વ્યક્તિગત ધર્મનો પ્રભાવ ગણાય. એમાં અને સૂર્ય-ચંદ્રની હકીકતમાં ઘણો તફાવત છે. એમાં સમુચ્ચય કર્મનો સવાલ ઊભો થાય છે તે સિંહ વગેરેમાં ઉઠતો નથી અને વ્યાઘ્રનો સ્વભાવ મારવાનો છે તેથી તેમાં 'વસ્તુસ્વભાવ' ધર્મનો અર્થ લાગુ પડે તેમ નથી.

સર્વ વાતની મતલબ એ જણાય છે કે ધર્મના પ્રભાવથી પ્રત્યેક વ્યક્તિને આનંદ-લહેર વર્તે છે, જેણે પૂર્વભવમા ધર્મારાધન કર્યું હોય તેને એ સર્વ પ્રકારની અનુકૂળતાઓ રહે છે અને કુદરત પણ તેને અનેક પ્રકારની અનુકૂળતાઓ કરી આપે છે એ રીતે સર્વ ધર્મનો મહિમા છે

૬ ૫ હવે ધર્મનો બીજા દૃષ્ટિબિન્દુથી વિચાર કરીએ ધર્મનો એક અર્થ પુણ્ય-સુકૃત્યનો પરિપાક સારા કાર્ય કરવાથી સારા કર્મ બધાય છે અને તેનુ ફળ મળે છે એ અર્થમા ધર્મ શબ્દ વપરાય છે, અને બીજી રીતે જોઈએ તો ધર્મ કરવાની ભાવના અથવા સચ્ચારિત્રશીલ વર્તન કરવુ તે પણ 'ધર્મ' તરીકે ઓળખાય છે

જીવનમા એવા પ્રસગો પણ આવે છે કે જ્યારે ચારે તરફ દિશા સૂઝતી નથી, આપત્તિના વાદળ વરસે છે, પૈસા હોય તે ચાલ્યા જાય છે, સગા-સબધીઓમાથી સુદાસરના માણસો ઊડી જાય છે, ચારે તરફથી આફતના સમાચાર આવે છે અને પ્રાણી હતાશ થઈ ઊચે આભ નીચે ધરતી તરફ જોઈ રહે છે એવે વખતે એની અપકીર્તિ થાય છે, ખાવા-પીવાના સાસા પડે છે, અક્કલ બહેર મારી જાય છે આ સર્વ માઠા દિવસના લક્ષણો છે

આવા દુખના દહાડામા માતા-પિતા, ભાઈ કે દીકરા સહાય કરવાને બદલે સામા થઈ બેસે છે નજીવા બનાવો યાદ કરી મ્હેણા મારે છે કેટલી વાર અને તેટલુ નુકશાન કરવા પ્રયત્ન કરે છે પોતે રાજા હોય તો આખુ લશ્કર દીન બની જાય છે, ઉત્સાહહીન થઈ જાય છે અને પોતે ગમે તેવો

